# ज्योतिःप्रबोध

નામનો ગ્રંથ ૩૫૫૧

નવીન રચી પ્રસિદ્ધ કરનાર


## ભટ્ટ પ્રભાશંકર વિ૦ જયશંકર શાસ્ત્રી.

ભુજ આલ્ફ્રેડ હાઈસ્કૂલના સંસ્કૃત શિક્ષક.


॥ श्लोकः ॥

" ज्योतिःप्रबोध इव कौ सांख्यानां योगदर्शिनाम् ॥
वितनोतु सदानन्द मसावज्ञाननाशकः ॥ १ ॥ "

અર્થઃ—અજ્ઞાનનો નાશ કરનાર, પ્રકાશરૂપ પરમાત્માનો બોધ, જેમ સાંખ્ય તથા યોગશાસ્ત્ર જાણનારાઓને સદા આનંદ આપેછે, ત્યમ જ્યોતિષસંબંધી અજ્ઞાનનો નાશક, આ "જ્યોતિઃપ્રબોધ" નામનો ગ્રંથ પૃથ્વીઉપર, ગણિત જાણનારા તથા શુભાશુભ યોગો જાનારા જ્યોતિષીઓને સર્વદા આનંદ આપો.


મુંબઈઃ

"નિર્ણયસાગર" છાપખાનામાં છાપી પ્રસિદ્ધ કર્યું.

સંવત ૧૯૪૪.—ઇસ્વી સન ૧૮૮૮.

કિંમત રૂ. ૧-૮.

३५११

# ज़्योतिःप्रबोध

નામનો ગ્રંથ

નવીન રચી પ્રસિદ્ધ કરનાર

## ભટ્ટ પ્રભાશંકર વિ૦ જયશંકર શાસ્ત્રી.

ભુજ આલ્ફ્રેડ હાઈસ્કૂલના સંસ્કૃત શિક્ષક.

॥ श्लोकः ॥

" ज्योतिःप्रबोध इव कौ सांख्यानां योगदर्शिनाम् ॥
वितनोतु सदानन्द मसावज्ञाननाशकः ॥ १ ॥"

**અર્થઃ**—અજ્ઞાનનો નાશ કરનાર, પ્રકાશરૂપ પરમાત્માનો બોધ, જ્યમ સાંખ્ય તથા યોગશાસ્ત્ર જાણનારાઓને સદા આનંદ આપેછે, ત્યમ જ્યોતિષસંબંધી અજ્ઞાનનો નાશક, આ "જ્યોતિઃપ્રબોધ" નામનો ગ્રંથ પૃથ્વીઉપર, ગણિત જાણનારા તથા શુભાશુભ યોગો જોનારા જ્યોતિષીઓને સર્વદા આનંદ આપો.

મુંબઈ:
"નિર્ણયસાગર" છાપખાનામાં છાપી પ્રસિદ્ધ કર્યું.
સંવત્ ૧૯૪૪.—ઇસ્વી સન ૧૮૮૮.
કિંમત રૂ. ૧-૮.

# અર્પણપત્રિકા.

મેહેરબાન રા. રા. છોટાલાલ સેવકરામ,

મહારાજા સાહેબના સેક્રેટરી.

મુ. ભુજ.

સાહેબ,

દોહરો.

સદા સદાચરણે વલણ, મતિ પરમાર્થે માત્ર;
કચ્છાધિપતીના કુશળ, સેક્રેટરિ સત્પાત્ર. ૧

હરિગીત છંદ.

નીતિજ્ઞ સાક્ષર સુજ્ઞજન સજ્જન શુભેચ્છુ સર્વના,
પદવી મળી પ્રખ્યાત પણ એ પદવિનો ઉર ગર્વ ના;
ધીમંત ધીરજવંત ને સત્પુત્ર સેવકરામના,
છો નિપુણ છોટાલાલ નિર્મળ પ્રસરિ અહિંયાં નામના. ૨
વિદ્યાવિનોદવિષે રસિક ગુણવાન પ્રિય મનમાં ઘણા,
સદ્ભાવ સારી વાતમાં વળિ ન્યાયમતિમાં ના મણા;
મત સર્વથા અતિશે પ્રબળ ઉરમાંય જન કલ્યાણનો,
ઉદ્યોગ પણ પ્રિય એજ કે જે સર્વહિત મંડાણનો. ૩
પરમાર્થ કેરે પંથગતિ તન મન અને ધનથી કરો,
ગુણ આપના અનુકરણ કરતાં થાય સુખિ જન તે ખરો;
હેછે મહત્વ જગવિષે જે સદ્ગુણો સર્વોપરી,
તે આપમાં નિરખાયછે જાણ્યે રહ્યા વાસો કરી. ૪
ગ્રંથો રચ્યા ગુજરાતિમાં વાચન અને અભ્યાસના,
છે તે પ્રસિદ્ધ વિશેષ વિધ વિધ વાણિ બુદ્ધિ વિલાસના;
છો કાવ્યરસમાં કુશળ ને કવિપંડિતોપર પ્રીત છે,
તેઓ તણા હિતકાજની ઉર ધારિ રૂડી રીત છે. ૫
વળિ સ્વામિભક્ત શિરોમણી મન મંત્રિયોગ્ય મહાન છે,
આ દેશહિતની પ્રેરણાર્થે ધરથિ આપનું ધ્યાન છે;
શ્રદ્ધાળુ નિજધર્મે સદા દિલના દયાળુ દેખિયે,
મમતાળુ આપ અજાતરિપુસમ લક્ષધા મન લેખિયે. ૬
સંસ્કારિ સંસ્કૃત વાણિના ભલપણ ભરેલા ભાસતા,
મારા શુભેચ્છુ આપછો વૃત્તિરૂડીથિ વિરાજતા;
એ આપના આભારના સંભારણાને કારણે,
ગ્રંથાર્પણ કરૂં આપ પ્રતિ બહુ માન ધારી ધારણે. ૭

આપનો અતિ આજ્ઞાંકિત,

પ્રભાશંકર જયશંકર.

# પ્રસ્તાવના.

ઘણાકાળ લગી અંધકારમાં ગોથાં ખાતી આપણી પવિત્ર સંસ્કૃત વિદ્યાને પુનઃપ્રકાશમાં લાવવાનું માન વિશેષે કરીને આંગ્લ ભૌમનેજ ઘટેછે. મુસલમાન રાજ્યાધિકારીઓમાંથી ઘણા ખરાનાં મસ્તિકમાં ઝનૂન અને ઉન્મત્તપણાની ધૂન નિરંતર જાગૃત હોવાથી જેમ બન્યું તેમ આપણાં ધર્મ પુસ્તકોનો તેઓએ નાશ કર્યો, જેથી સંસ્કૃત ભાષા ઘણે અંશે નિસ્તેજ સ્થિતિમાં આવી પડી અને સચ્છાસ્ત્રોનો લોપ થવાથી સ્વાર્થી ધર્માધિકારીઓએ જેમ ફાવ્યું તેમ લોકોને ખાડામાં ઝુકાવી દીધા. પરિણામ એ આવ્યું કે લોકો ધર્મ શાસ્ત્રોપર આસ્થા શૂન્ય થયા અને જૂનું તે જૂઠું એમ તેમને પ્રતિભા થઈ. તોપણ જેમ જેમ વિદ્યાના ઉત્કર્ષનો પ્રસાર થતો ગયો અને આપણે સત્યાસત્ય જાણતા ગયા તેમ તેમ આપણે મુખે ખોટું કહેલ તે ફરીથી માન્ય રાખવા લાગ્યા.

જ્યોતિષ શાસ્ત્રપણ તેવીજ રીતે તે પંક્તિમાં દાખલ થયેલ છે. તથાપિ અલ્પજ્ઞાનથી પંડિતાઈનો આડંબર કરી–બેઠેલા કેટલાક જ્યોતિષીઓ માત્ર ઉદર પૂરણાર્થેજ લોકોને ભમાવી પૈસા કમાવા લગ્યા; જેથી સામાન્યતઃ જ્યોતિષ શાસ્ત્ર અપ્રમાણ છે એમ પ્રતીતિ થતી ગઇ. જંત્ર, મંત્ર, વશીકરણ વગેરે ઘણા પાખંડ કરવા લાગ્યા, પરંતુ આકાશમાં રહેલા ગ્રહો મનુષ્યપર સારી વા માઠી અસર કરે અને વળી શાંતિ કરવાથી શાંત થાય, એ માનવું સામાન્ય સમજથી બહારછે.

ફલિત ગ્રંથોનો પ્રાદુર્ભાવ કેમ થયો, અને ગ્રહોપરથી ભાવિ સારાં કે નરશાં ફલો કેમ કહેવાયાં, તેના સંબંધમાં મારે હાથ એક આધાર મળેલ તે હું અહિં રજુ કરી દર્શાવુંછું.

જ્યારે કચ્છાધિપતિ મહારાજા ખેંગારજી સવાઇ બહાદુરના ઉદાર આશ્રયથી હું સસ્કૃત વિદ્યાના મહિમાનું પવિત્ર ધામ જે કાશીક્ષેત્ર ત્યાંની સંસ્કૃત કાલેજમાં અભ્યાસ કરતો હતો, ત્યારે ગણેશ શ્રોત્રિય નામના વૃદ્ધ અને પ્રખ્યાત વિદ્વાન્ પાસેથી "જ્યોતિર્નિદાન" નામનો ગ્રંથ મારે હાથ લાગ્યો તેનું પૂર સુમારે દશ સહસ્ર શ્લોક જેટલું જણાયું. તે જીર્ણ ગ્રંથ તાડપત્રપર લખેલ હતો, અને તેના કર્ત્તા યવનાર્ય હતા. આ ગ્રંથ મે જોવાદાખલ માગેલ પણ તેનો વિષય અત્યુત્કૃષ્ટ હોવાથી તે લખાવીલેવા મારી ઉત્કંઠા થઇ તે સમયમાં જેમનો એ ગ્રંથ હતો તેમણે મારી પાસેથી પાછો મંગાવી લીધો, અને મને પ્રબોધ આપ્યો કે "આ ગ્રંથનો લક્ષ કોઇને આપતો નહીં મે આજદિવસ લગી કોઈપણ સ્વદેશીયને બતાવેલ નથી આવો ગ્રંથ બીજા પાસેથી ભાગ્યેજ નીકળશે માટે તે અમૂલ્ય રત્નની પેઠે ગુપ્ત રાખવો ઘટેછે."

કેટલાક દિવસ પછી તે ગ્રંથ લખાવી લેવા મારી ઈચ્છા થઈ અને પંડિત ગણેશ શ્રોત્રિય પાસે મે વિજ્ઞાપના કરી પણ દ્વિજ જાતિના અંતઃકરણમાં પ્રાચીન કાળથી જીર્ણ પુસ્તક કોઇને આપવું નહિં એ ભ્રમ દૃઢ આસ્પદ કરી રહેલ હોવાથી તેમણે મારી પ્રાર્થના સ્વીકારી નહીં આથી શોચ સહવર્ત્તમાન મારી જીજ્ઞાસા બંધ પડી.

યવનાચાર્યકૃત જ્યોતિર્નિદાન નામક ગ્રંથમાં જ્યોતિષ વિદ્યા કેવી રીતે પૃથ્વીપર પ્રસરી એ દૃષ્ટાંતસહિત વિગતવાર પ્રતિપાદન કરેલ છે. અને બીજી પણ તેને લગતી ઘણી અનિર્વચનીય બાબતો તેમાં વર્ણવવામાં આવેલછે.

તેના–"ફલનિદાન" નામક પ્રથમાધ્યાયમાં લખવામાં આવેલછે કે મારા પુરૂષાર્થી વંશજોએ ભ્રામ્યમાણ જ્યોતિશ્ચક્રની નિયત ગતિના આધાર ઉપરથી જનોના જીવતર ઉપર જે જે બનાવો બનેછે તે જાણવું અત્યુપયોગી વિચારી તેના તત્વની શોધ કરવા એક મંડળી ઉભી કરી. તે મંડળીમાં પ્રારંભમાં પંચશત કરતાં વધારે માણસો સામેલ થયાં અને તેઓ સર્વે જૂદા જૂદા અક્ષાંશ વાળા દેશોમાં દાખલ થઇ ત્યાં નિયત સ્થિતિ કરી વાસ કર્યો. પ્રત્યેક મનુષ્ય જે જે દેશમાં ગયો ત્યાં ત્યાં તેણે પોતાની સહાયતામાટે મનોરથ દર્શાવી તત્તદ્દેશીય રાજ્યાધિકારીઓ પાસેથી જોઈતી સહાયતા લીધી. અને જ્યારે જ્યારે પુત્રાદિકના પ્રસવ થતા ગયા તે તે વખતના ગ્રહોની આકાશની સ્થિતિ પોતપોતાના દફતરોમાં તેમનાં માતપિતાના નામ સાથે નોંધતા ચાલ્યા. ત્યારબાદ જન્મેલ બાલકાદિકનાં આયુષ્યમાં જે જે બનાવો બન્યા તેપણ દફતરોમાં દાખલ કરતા ગયા. એમ શતશઃ વર્ષો લગી જ્યોતિષના તત્વ નિર્ણય કરનારી મંડળીમાં તેના પુત્ર પૌત્રાદિક તથા બીજાં પણ અસંખ્ય માણસો સહાયભૂત થવાથી, તેપ્રમાણે બાલકાદિકના ગ્રહોની સ્થિતિ તથા તેમની જીંદગીના બનાવોના નોંધો થતા ગયા અને તે ક્રમ પ્રતિદિન વૃદ્ધિને પામવા લાગ્યું. તેમનાં પ્રત્યેકનાં દફતરો હજારો મનુષ્યોની કુંડલીઓથી તથા તેમની જીંદગાનીમાં બનેલ શ્રેષ્ઠ નેષ્ટ પરિણામોથી ભરપૂર થતાં આવ્યાં.

હું (યવનાચાર્ય) અને સત્યાચાર્ય એ બન્ને તે વખતમાં જ્યોતિષ તત્ત્વશોધક મંડળીમાં દાખલ થયા હતા અને અમારા પૂર્વજોએ અમૂલ્ય સમય રોકી જે દફતરરૂપી કીમતી ખજાનો રાખેલ હતો તેને સંપાદન કરવામાં પ્રયાસ કરવા મંડ્યા કેટલેક વર્ષે જથાબંધ દફતરો અમારે હાથ લાગ્યાં, અને તેપરથી મુકાબલો કરતાં જેના જેના જન્મસમયના ગ્રહોની સ્થિતિ તમામ મળતી જોવામાં આવી તેના તેના શુભાશુભ યોગો પણ તમામ મળતા દફતરોમાંથી નોંધેલ નીકળતા આવ્યા. આપ્રમાણે જેમ જેમ અવિચ્છિન્ન પૂરાવા મળતા આવ્યા તેમ તેમ અમને પ્રતિક્ષણ સંતોષ થવા લાગ્યો, અને આપરથી પ્રબલ પ્રતીતિ થઇ કે જેના જન્મગ્રહો અમુક સ્થિતિના હોય તેની જીંદગાનીમાં અવશ્ય અમુક બનાવો બનવાજ જોઇયે. કેમકે જેવી રીતે નૈયાયિકોએ સદ્ધેતુપરથી સાધ્યતું અનુમાન કરેલછે તે મિથ્યા થતું નથી, તેમ અમારા પૂર્વજોએ ગ્રહસ્થિતિને સદ્ધેતુ ગણી જીંદગીના શુભાશુભ બનાવરૂપ સાધ્યની સિદ્ધિ કરેલ તે ક્યારેપણ મિથ્યા થનાર નથી.

કેટલાંક વર્ષો પછી અમારી પાસે પ્રાચીન દફતરોની સંખ્યામાં પ્રચુર વધારો થયો, અને તે દરેકમાંથી જેના ગ્રહની સ્થિતિ તુલ્ય દૃષ્ટિગોચર થઈ, તેના ઉત્તમાધમ યોગો પણ સમાન નોંધેલા નીકળ્યા; ત્યારે તેપરથી સારાંશ લેઈ મેં (યવનાચાર્યે) *યવન જાતક નામનો ગ્રંથ અને સત્યાચાર્યે સત્યવિવેક નામનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો ત્યારપછી જે-

---

* આ ગ્રંથ હાલે સંપૂર્ણ લભ્ય થતો નથી.

મને પ્રાચીન દફતરો હાથ લાગતાં ગયાં તેમ તેમ તેઓના તરફથી જ્યોતિષના ફલિત ગ્રંથો નવા અવતારમાં, થવા લાગ્યા.

આકાશમાં રહેલ ગ્રહો મનુષ્યનાં શરીરપર પ્રશસ્ય કે નિંદ્ય અસર કરી શકતા નથી, તેમ તેઓ વિષમ દૃષ્ટિવાળા નથી કે કોઇને શ્રીમંત, ને કોઇને અકિંચન બનાવી આપે 'અને તેઓની નિયમિત ગતિઉપરથી પરોપકારી વિદ્વાનોએ ભાવિ શુભાશુભ ફળવિષે કરેલ અનુમાન શાંતિ કરવાથી કે બીજી કોઈરીતે અટકી શકતું નથી. ગ્રહો એ કાંઇ ચેતન નથી કે તેમને શાંતિની લાલચ આપી જન્માંધ, કાણુ (કાણા) કે ખંજ (લંગડા) પ્રભૃતિ થએલ યોગો અટકાવી શકાય. એ યોગો તો પૂર્વજન્મનાં કર્માનુસાર થયાછે તે કોઇ પ્રયત્ને ટળવાના નથી.

જ્યોતિર્નિદાન નામક ગ્રંથના બીજા અધ્યાયોમાં ક્રમશઃ જ્યોતિષ તત્ત્વશોધક મંડળીમાંથી કયા કયા વિદ્વાનો કયે કયે દેશ ગયા હતા, અને ત્યાં કોના કોના ગ્રહોની સ્થિતિ તથા જીંદગીના ઉત્તમાધમ યોગો નોંધ્યા, અને કોના કોના મળતા આવ્યા, એ સર્વ વૃત્તાંત સંક્ષિપ્ત નામવાર વર્ણવવામાં આવેલછે, પણ મને તે ગ્રંથ માત્ર થોડોકાળ વાંચવાજ મળ્યો, પણ લખવાસારૂ મળ્યો નહિં જેથી વિશેષ લખવું અશક્ય છે.

ઉપરના યવનાચાર્ય કૃત ગ્રંથસ્થ લેખના સારાંશથી સહજ સમજાશે કે ગ્રહો તો માત્ર કુદરતી ચમત્કાર છે, તેમની ગતિ નિયમિત હોવાથી પૂર્વના પંડિતોએ હજારો વર્ષો લગી તે ગતિ મનુષ્ય જીંદગી સાથે લાગુપાડી વખ્તો વખ્ત જેજે અનુભવમાં આવ્યું તે નોંધી એકંદરે ઉત્તમ, મધ્યમ, અને અધમ યોગો આનુમાનિક સિદ્ધ કરી ફલિત ગ્રંથના આકારમાં પ્રસિદ્ધ કર્યાછે.

સૂક્ષ્મ વિચાર અને સ્તુત્ય કલ્પનાશક્તિ શાળી જ્યોતિર્વિદો જેમણે પોતાનો અમૂલ્ય કાળ ભવિષ્યની પ્રજામાટે નિર્ગમન કરી આવો પ્રશંસનીય વારસો મૂકયો તેઓ તેમના પુત્રોથી પ્રશંસા પાત્ર થવાને બદલે નિંદાસ્પદ થાય એ ઓછું શોચનીયછે? અને વગર સમજે તેઓની નિંદા કરનાર મુગ્ધ જનોની શું તેથી નિંદા પ્રકાશિત નથી થતી? પૂર્વના વિદ્વાનોની તો તેથી કેવળ વ્યાજનિંદા થાયછે, પણ તે નિંદાનું પર્યવસાન વાસ્તવિકરીતે નિંદાકરનાર ભણી જાયછે. કેમકે અનુભવિ કવિઓથી કહેવામાં આવેલછે કેઃ—

न वेत्तियोयस्य गुणप्रकर्षं स तं सदा निंदति नात्र चित्रम् ॥
विहाय मुक्तां निजभूषणाय बिभर्त्ति गुञ्जां विपिने किराती ॥ १ ॥

જેને જે વિષયના ગુણની પરિક્ષા ન હોય તે સદા તેને નિંદેછે. તેમાં કાંઇ આશ્ચર્ય નથી; વનમાં રહેનાર ભીલડી મુક્તાફલ તજી પોતાનાં ભૂષણમાટે ગુંજાના હાર ધરેછે, 'તેથી મોતીની નિંદા નથી થતી પણ ભીલડીની તેના ગુણ વિષેની અજ્ઞાનતા જણાયછે.'

વિક્રમ રાજાની સભાનું રત્ન જ્યોતિર્વિદ વરાહમિહિર નામના વિદ્વાને રચેલ બૃહજ્જાતક ગ્રંથની ટીકામાં ગ્રહોની શાંતિના સંબંધમાં લખવામાં આવેલ છે કે જન્માંતરીય પાપ કર્મોને અનુસારે જે અંધત્વાદિ યોગો આનુમાનિક સિદ્ધ કરવામાં આવેલ છે, તે શાંત્યાદિક કરવાથી અટકી શકતા નથી, પણ આધુનિક જન્મમાં થતાં પાપોના પરિપાકથી જે આપણને વર્તમાન અવતારમાં દુઃખો થવાનાં છે તે દુઃખો કયા વર્ષમાં

ને તેના કયા અંશમાં થશે તે જાણુ થવા પ્રાચીન વિચક્ષણ પંડિતોએ તાજકશાસ્ત્ર શોધિ કહાડેલ છે, તે તાજકશાસ્ત્રથી સિદ્ધ કરાએલ નેષ્ટ યોગોથી સૂચવાતાં દુઃખો, ઔષધથી વ્યાધિની પેઠે શાંત્યાદિકથી અટકાવી શકાયછે. • કારણ કે पुण्येन क्षीयते पापं ઇત્યાદિ વચન પ્રમાણ છે. માટે પાપના પરિપાક કાળ થયા પહેલાં પુણ્યાદિકથી તે પરાસ્ત કરાય તો તેની અસર અટકે તેમાં આશ્ચર્ય જેવું નથી. પણ પૂર્વ જન્મનાં સંચિત શુભાશુભ કર્મોથી જે પ્રારબ્ધ નિર્મિત થએલ છે તે તો ભોગવ્યાવગર કોઇ પ્રયત્ને અટકાવી શકવા કોઇ સમર્થ થવાનો નથી.

વરાહમિહિરના ગ્રંથની ટીકાનો લેખ, વર્ત્તમાન અવતારમાં થયેલાં પાપો, શાંતિ કરવાથી અટકાવી શકવા પ્રમાણભૂત થાયછે, પણ જન્મ ગ્રહોથી થતા અનિષ્ટ યોગો શાંતિથી શાંત થવા પ્રતિષેધ કરેછે, છતાં પણ પાછળથી શાંતિનો પ્રચુર પ્રચાર લોકમાં વધેલો જોવામાં આવેછે તેનું કારણ જોષીઓના સ્વાર્થ શિવાય બીજું હોય એમ ધરાતું નથી.

જન સામાન્ય જૂઠા વેહેમોથી દૂર રહે, સાત્ય વાતનો પ્રકાશ તેના મસ્તિકમાં થાય અને આ ઉત્તમતર વિદ્યાનો લાભ અનુભવે એવા હેતુથી કેટલાક સંસ્કૃત ગ્રંથને આધારે આ "જ્યોતિઃપ્રબોધ" નામનો નવીન ગ્રંથ પ્રજાની સેવામાં મૂકયોછે.

જ્યોતિષમાં જન્મપત્રીને લગતા ગ્રંથોને જાતક, અને વર્ષફલના ગ્રંથોને તાજક કહેછે. તેમનો આશય આ ગ્રંથમાં લેવામાં અવ્યોછે. જન્મપત્રી અને વર્ષપત્રી વગેરે કરવાની હાલ જે ગુંચવાડા ભરેલી અને લંબાણ પદ્ધતિ ચાલેછે તેને બદલે આ ગ્રંથમાં એક નવીનજ સહેલી રીતિ દાખલ કરીછે, અને છેવટ એક નૂતન પંચાંગ દાખલ કરેલ છે જેથી કોઇપણ ઇસ્વીસનની કોઇપણ ઇંગ્રેજી તારીખ હિંદુનાવાર સાથે સુગમતાથી જાણવામાં આવશે.

આ ગ્રંથમાં મારા ભાઇ શાસ્ત્રી લક્ષ્મીશંકરે અને ભટ્ટ મકનજી વાસુદેવે કેટલીક કીમતી મદદ આપીછે જે વાસ્તે તેનો આભારીછું.

આ ગ્રંથ સુધારવામાં મેં બનતો પ્રયાસ કર્યોછે, તોપણ કોઇને દોષ, દૃષ્ટિ ગોચર થાય તો કૃપા કરી મને સૂચના આપશે તો બીજી આવૃત્તિમાં સુધારો કરવામાં આવશે, અને દોષ દર્શકનો ઉપકાર માનવામાં આવશે.

કચ્છ ભુજ.

તા. ૨૨-૭-૮૭

ગ્રંથકર્ત્તા.

# જ્યોતિઃપ્રબોધની અનુક્રમણિકા.

**ગ્રંથ સમાપ્તિ.**

## પંચાંગના માસ એકની નકલ.

શકે ૧૮૦૮ આષાડ શુકલપક્ષ. દિ. પા. મું. ઈ. ર.ઉ. ર.અ. ચંદ

| | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | शु. | ४९ | ३० | आ | ४ | ५२ | ध्रु. | १३ | ४० | किं. | २२ | ३२ ४२ | १८ | २९ | २ | ५-२८ | ६-३९ | ४७नं.क |
| २ | श. | ४३ | ४१ | पु. | १ ५६ | ३७ ८ | व्या. | ६ ५२ | ४१ ४५ | बा. | १६ | ४१ | १९ | ३० | ३ | ५-२८ | ६-३९ | कर्क |
| ३ | र. | ३७ | ४० | आ. | ५३ | ४२ | ह. | ५१ | ४७ | तै. | १० | ४० | २० | १ | ४ | ५-२९ | ६-३९ | ५३नं.सिं |
| ४ | चं. | ३१ | ३८ | म. | ४९ | ३४ | सि. | ४४ | १५ | व. | ४ | ३९ | २१ | २ | ५ | ५-२९ | ६-३९ | सिंह |
| ५ | मं. | २५ | ३२ | पू. | ४५ | ३८ | व्य. | ३६ | ४८ | बा. | २५ | ३९ | २२ | ३ | ६ | ५-२९ | ६-३९ | ५९नं.क |
| ६ | बु. | १९ | ४६ | उ. | ४२ | ० | व. | २९ | २३ | तै. | २० | ३८ | २३ | ४ | ७ | ५-२९ | ६-४० | कन्या |
| ७ | गु. | १४ | २२ | ह. | ३८ | ४१ | प. | २२ | ३७ | व. | १४ | ३७ | २४ | ५ | ८ | ५-३० | ६-४० | कन्या |
| ८ | शु. | ९ | २८ | चि. | ३६ | ३१ | शि. | १६ | २० | ब. | ९ | ३६ | २५ | ६ | ९ | ५-३० | ६-४० | ७नं.तु |
| ९ | श. | ५ | ३३ | स्वा. | ३४ | १५ | सि. | १० | ३७ | कौ. | ५ | ३५ | २६ | ७ | १० | ५-३० | ६-४० | तुला |
| १० | र. | २ | ३० | वि. | ३४ | ९ | सा. | ५ | ७ | ग. | २ | ३५ | २७ | ८ | ११ | ५-३१ | ६-३९ | १९नं.वृ |
| ११ | चं. | ० ५९ | ३६ १८ | अ. | ३४ | ४२ | शु. | १ ५७ | ५६ ० | वि. | १ २९ | ३४ | २८ | ९ | १२ | ५-३१ | ६-३९ | वृश्चिक |
| १३ | मं. | ६० | ० | ज्ये. | ३६ | ४० | ब्र. | ५६ | ५८ | कौ. | ३० | ३३ | २९ | १० | १३ | ५-३१ | ६-३९ | ३६नं.ध |
| १३ | बु. | ० | ४७ | मू. | ३९ | ५३ | ऐं. | ५५ | ५८ | तै. | १ | ३२ | ३० | ११ | १४ | ५-३२ | ६-३९ | धन |
| १४ | गु. | २ | ४८ | पू. | ४४ | ७ | वै. | ५५ | ५७ | व. | ३ | ३१ | १ | १२ | १५ | ५-३२ | ६-३९ | धन |
| १५ | शु. | ५ | ४५ | उ. | ४९ | २४ | वि. | ५६ | ४५ | ब. | ६ | ३२ ३० | २ | १३ | १६ | ५-३२ | ६-३९ | मकर |

चंद्रदर्शनम्
पुनर्वस्वर्कः २५-३०

कर्केर्कः ५८-२४

| र. | चं. | मं. | बु. | गु. | शु. | श. | रा. | के. |
|---|---|---|---|---|---|---|---|---|
| ३ | ८ | ५ | ३ | ५ | १ | २ | ४ | १० |
| ० | २९ | १४ | २६ | १० | २७ | २२ | १७ | १७ |
| ५७ | ५८ | ४८ | ९ | ३१ | ५१ | ५६ | २१ | २१ |
| २५ | ५ | २२ | १२ | ४२ | ३४ | २ | ३ | ३ |
| ५७ | ७४१ | ३५ | ५९ | ७ | ७० | ८ | ३ | ३ |
| १ | १६ | २० | ५६ | १४ | ८ | १७ | ११ | ११ |

आषाड शुदि १५ शुक्रे..

શકે ૧૮૦૮ આષાડ કૃષ્ણ પક્ષ    दि. पा. मु. ई. र. उ. र. अ. चंद

| | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| १ | श. | ९ | ३८ | श्र. | ५५ | २८ | प्री | ५७ | ५४ | कौ | ९ | ३२ २९ | ३ | १४ | १७ | ५-३३ | ६-३८ | मकर. |
| २ | र. | १४ | १५ | ध. | ६० | ० | आ | ५९ | २८ | ग. | १४ | २८ | ४ | १५ | १८ | ५-३३ | ६-३८ | २८नं.कुं. |
| ३ | चं. | १९ | ४ | ध. | १ | ५४ | सौ. | ६० | ० | वी. | १९ | १७ | ५ | १६ | १९ | ५-३३ | ६-३८ | कुंभ |
| ४ | मं. | २३ | ५० | श. | ८ | १८ | सौ. | १ | २ | बा. | २४ | २६ | ६ | १७ | २० | ५-३४ | ६-३७ | ५७नं.मी |
| ५ | बु. | २८ | ११ | पू. | १४ | १८ | श. | २ | २० | तै. | २८ | २५ | ७ | १८ | २१ | ५-३४ | ६-३७ | मीन |
| ६ | गु. | ३१ | ४५ | उ. | १९ | ४१ | अ. | ३ | ७ | व. | ३२ | २४ | ८ | १९ | २२ | ५-३४ | ६-३७ | मीन |
| ७ | शु. | २४ | २ | रे. | २३ | ५१ | सु. | ३ | ७ | वि. | ३ | २३ | ९ | २० | २३ | ५-३५ | ६-३७ | २४नं.मे. |
| ८ | श. | ३५ | ३१ | अ. | २७ | २ | धृ. | २ | ९ | बा. | ५ | २२ | १० | २१ | २४ | ५-३५ | ६-३६ | मेष |
| ९ | र. | ३५ | २५ | भ. | २८ | २७ | शू. | ० ५७ | १५ ४ | तै. | ५ | २० | ११ | २२ | २५ | ५-३६ | ६-३६ | ४४नं.वृ. |
| १० | चं. | ३४ | ९ | कृ. | २९ | ४० | वृ. | ५३ | २४ | व. | ५ | १७ | १२ | २३ | २६ | ५-३६ | ६-३६ | वृषभ |
| ११ | मं. | ३१ | ३९ | रो. | २९ | ६ | ध्रु. | ४८ | ३५ | ब | ३ | १५ | १३ | २४ | २७ | ५-३६ | ६-३६ | ५८नं.मि |
| १२ | बु. | २८ | ३ | मृ. | २७ | २३ | व्या | ४२ | ५४ | तै. | २८ | १३ | १४ | २५ | २८ | ५-३७ | ६-३५ | मिथुन |
| १३ | गु. | २३ | ४१ | आ. | २४ | ५७ | ह. | ३६ | ३७ | व | २३ | ११ | १५ | २६ | २९ | ५-३७ | ६-३५ | मिथुन |
| १४ | शु. | १८ | ३४ | पु. | २१ | ४६ | व. | २९ | ४१ | श | १८ | ९ | १६ | २७ | ३० | ५-३७ | ६-३५ | ७नं.क. |
| ३० | श. | १२ | ४८ | पु | १८ | २ | सि. | २२ | २९ | ना. | १३ | ३२ ७ | १७ | २८ | ३१ | ५-३८ | ६-३४ | कर्क |

मिथुने शुक्रः ४९ ५१
पुष्येर्कः २९-१७
सिंहेज्ञः ५१-२
वक्रीज्ञः १६-३
बुधास्तः पश्चिमे ३४-५०

| र. | चं. | मं. | बु. | गु. | शु. | श. | रा. |
|---|---|---|---|---|---|---|---|
| ३ | ३ | ५ | ४ | ५ | २ | २ | ४ |
| १५ | १२ | २३ | ३ | १२ | १५ | २४ | १६ |
| १३ | १८ | ४७ | ५५ | ३९ | २५ | ५३ | ३३ |
| २० | २६ | ४८ | १० | ५६ | २४ | ३२ | २० |
| ५७ | ४४९ | ३८ | १९ | १८ | ६९ | ७ | ३ |
| १५ | ३९ | १४ | ४० व | ५२ | ४४ | २९ | ११ |

आषाड कृष्ण ३० शनि.



# ॥ ज्योतिःप्रबोध ॥

**येन सृष्टमिदं विश्वम् य एन द्रक्षति स्वयम् ।**
**अन्ते यस्मिँल्लयं याति तं विभुं प्रणमाम्यहम् ॥ १ ॥**

## છાપેલ સંસ્કૃત પંચાંગની સમજણ.

દરેક સાલના પંચાંગમાં ચૈત્ર, વૈશાખ, જ્યેષ્ઠ, આષાડ, શ્રાવણ, ભાદ્રપદ, આશ્વિન, કાર્તિક, માર્ગશીર્ષ, પૌષ, માઘ અને ફાલ્ગુન એમ બાર મહિના હોયછે, પણ અધિક માસ આવે ત્યારે તેર મહિના થાયછે. દરેક માસમાં, શુક્લ અને કૃષ્ણ એમ બે પક્ષ થાયછે, પ્રત્યેક પક્ષમાં જો તિથિની વૃદ્ધિ અથવા ક્ષય થતો ન હોય તો પંદર તિથિ થાયછે, અને જે પક્ષમાં તિથિનો કેવળ વધારોજ થાય તેમાં તિથિની સંખ્યા એક વધેછે. અને કેવળ તિથિનો ક્ષય થાય તેમાં તિથિની સંખ્યા પંદરમાં એક ઘટેછે.

અક્કેક પક્ષમાં પંચાંગોમાં ૨૮૫* કોષ્ટક[૧] હોયછે, તેમાં પેહેલા પંદર કોઠાઓની અંદર પડવા વગેરે પંદર તિથિઓના અંક ઉભી લીંટીમાં લખવામાં આવેછે અને સામા આડી લીંટીમાં ૧૮ કોષ્ટક લખેલાં હોયછે. એ પ્રમાણે દરેક તિથિના કોષ્ટકની સામે અઢાર અઢાર કોષ્ટકો ચીતરવામાં આવેછે. તેમાં લખવાની પદ્ધતિ એવી હોયછે કે તિથિઓની સન્મુખ પ્રથમના કોષ્ટકમાં र, चं, मं, बु, गु, शु, श, એમ અક્કેક અક્ષર લખેલ હોયછે. તેથી, રવી, સોમ, મંગલ, બુધ, ગુરૂ, શુક્ર અને શની એ સાત વારનો સંકેત સમજવામાં આવેછે.

ત્રીજા કોષ્ટકમાં તિથિની ઘડીના આંકડા લખાયછે. અને ચોથામાં તિથિનાં પળ લખાયછે, તિથિની ઘટિકા ઘણું કરી સાઠની અંદરજ હોયછે, પણ જ્યારે તિથિનો વધારો થવાનો હોય ત્યારે ઘડીની સંખ્યા સાઠ કરતાં વધેછે; તેથી પ્રથમની તિથિ સાઠ ઘડી ભોગવી પાછી બીજે દિવસે પણ વધારાની ઘડી ભોગવેછે. દિવસ અને રાત્રિ મળીને બધો વખત સાઠ ઘડી થાયછે; અને બીજે દિવસે બરાબર સાઠ ઘડીએ સૂર્યનો ઉદય થાયછે, માટે જે તિથિની ઘડી સાઠ કરતાં જેટલી ઓછી હોય તેટલી ઘડી તેથી આગળની તિથિની મળેછે. **દાખલો.** આષાડ સુદ પડવો ઘડી ઓગણપચાસને પળ ત્રીસ છે, તેને સાઠમાંથી બાદ કરતાં બાકી રહેલ દશઘડી અને ત્રીશ પળ પડવાની સાથે બીજની મળી કહેવાય.

જે તિથિનો ક્ષય થાયછે તેનો આંકડો ખાનામાં મૂકાતો નથી, પણ તેનાં ઘડી પળ લખવા રીવાજ છે તે એવી રીતે કે ક્ષય થનાર તિથિ કરતાં પ્રથમની તિથિની ઘડી સાથેજ ક્ષય તિથિની ઘડી લખાયછે. **દાખલો.** આષાડશુદિ અગ્યારસ ઘટી $\left(\frac{૦-૩૬}{૫૯-૧૮}\right)$

---

* તિથિની વધઘટ થાયછે ત્યારે ઉપરના નિયમમાં ૧૯ ખંડનો ફેર આવેછે. ૧ ખંડ.

પળ છે અને દ્વાદશી લખી પણ નથી, ત્યારે એકાદશીની ઘટિકા સાથે નીચેના ભાગમાં લખેલ ઘટિ ૫૯-૧૮ ક્ષય થએલ દ્વાદશીની સમજવી.

જ્યારે તિથિની વૃદ્ધિ થાયછે ત્યારે એકની એક તિથિ બે વાર લખવામાં આવેછે તેમાં પ્રથમની ઘટી સાઠ પૂર્ણ હોયછે, અને તે પછીની તિથિની ઘટિકા જુજ હોય છે, માટે તેનાથી આગળની તિથિની ઘટી તેમાં વધારે મળેછે. ઉદાહરણ. આષાડ શુદ તેરસ પ્રથમ ઘટી ૬૦-૦ પંચાંગમાં છે. અને બીજે દિવસ પણ તેરસ ઘડી ૦-૪૭ પળ છે ત્યારે બીજી તેરસની સાથ ચૌદશની ઘટિકા ૫૯-૧૩ મળી સમજાસે.

ચાલુ તિથિ વગેરેની જેટલી ઘટિકા તથા પળ પંચાંગમાં લખેલાં હોય અને તેની પેલાંની તિથિમાં ઘડી તથા પળનો જે ભાગ ગયો હોય તે ભાગનો તેમાં ઉમેરો કરવાથી જે ઘટિકા થાય તેને તિથિનું "સર્વક્ષ[1]" કહેછે. આ પ્રમાણે નક્ષત્ર તથા યોગ વગેરેનું પણ "સર્વક્ષ" સમજવું. તિથિના "સર્વક્ષ" નો દાખલો. સંવત્ ૧૯૪૩ ના આષાડ સુદ ૧ શુક્રવાર ઘટી ૪૯ પળ ૩૦ છે અને બીજ ૪૩-૪૧ પળ છે. બીજની ઘટીનું "સર્વક્ષ" કરવું છે ત્યારે પડવાની સાથે બીજની ઘટી ૧૦-૩૦ પળ મળેલ છે, તેને બીજની ઘટી ૪૩ અને પળ ૪૧ સાથે જોડતાં ૫૪ ઘટી અને ૧૧ પળ થયાં તેજ બીજનું "સર્વક્ષ" કેહેવાય. આ "સર્વક્ષ" નું પ્રમાણ વખતે સાઠ કરતાં થોડુંક વધી જાયછે, સરખું પણ થાયછે, ને વખતે ન્યૂન પણ રહેછે.

પાંચમા ખાનામાં નક્ષત્રોનો અક્કેક અક્ષર લખવા રીવાજ છે. તેથી ૧ અશ્વિની ૨ ભરણી, ૩ કૃત્તિકા, ૪ રોહિણી, ૫ મૃગશીર્ષ, ૬ આર્દ્રા, ૭ પુનર્વસુ, ૮ પુષ્ય, ૯ આશ્લેષા, ૧૦ મઘા, ૧૧ પૂર્વાફાલ્ગુની, ૧૨ ઉત્તરાફાલ્ગુની, ૧૩ હસ્ત, ૧૪ ચિત્રા, ૧૫ સ્વાતિ, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા, ૧૮ જ્યેષ્ઠા, ૧૯ મૂલ, ૨૦ પૂર્વાષાઢા, ૨૧ ઉત્તરાષાઢા, ૨૨ શ્રવણ, ૨૩ ધનિષ્ઠા, ૨૪ શતભેષા, ૨૫ પૂર્વાભાદ્રપદા, ૨૬ ઉત્તરાભાદ્રપદા, ૨૭ રેવતી એમ અનુક્રમે સત્તાવીશ નક્ષત્રોનો બોધ થાયછે. સત્તાવીશ નક્ષત્ર શિવાય અઠ્ઠાવિશમું નક્ષત્ર અભિજીત નામનું છે, પણ તે પંચાંગોમાં કોષ્ટકની અંદર લખાતું નથી, કારણ કે એ નક્ષત્ર બીજાં નક્ષત્રની પેઠે વધારે ઘટિકા ભોગવી શકતું નથી. તે નક્ષત્ર ઉત્તરાષાઢા અને શ્રવણ એ બેની વચ્ચે આવેછે. ઉત્તરાષાઢા નક્ષત્રની સર્વક્ષ ઘટીનો ચોથો ભાગ તથા શ્રવણની સર્વક્ષ ઘટીનો પંદરમો ભાગ જે થાય તેના સરવાળાની ઘટી તથા પળની બરોબર જેટલો વખત આવે તેટલો વખત અભિજીત નક્ષત્ર રહેછે. અને તેના પછી શ્રવણ નક્ષત્ર બેસેછે.

અભિજીત નક્ષત્રનો પ્રવેશ.—સંવત્ ૧૯૪૩ ના આષાડ સુદિ ૧૫ શુક્રવારને દિવસે ઉત્તરાષાઢા નક્ષત્રની ઘડી ૪૯ અને પળ ૨૪ પંચાંગમાં લખ્યાંછે. અને તે પેહેલાં ચૌદશને દિવસ પૂર્વાષાઢા ઘડી ૪૪ ને પળ ૭ રાખેલ છે. પૂર્વાષાઢાની ઘડી ૪૪ અને પળ ૭ સાઠ કરતાં ૧૫ ઘટી અને ૫૩ પળ ઓછીછે, માટે પૂર્વાષાઢામાં તેટલી ઘડી ઉત્તરાષાઢાની આવી; એ બેનો સરવાળો (યોગ) કરીએ તો ઉત્તરાષાઢાનું સર્વક્ષ થાય એમ પ્રથમ કહેલું છે, તેથી તે પ્રમાણે કરતાં ઘડી ૬૫ અને પળ ૧૭ આવેછે તેજ ઉત્તરાષાઢાનું સર્વક્ષ થયું; તેનો ચોથો ભાગ ઘડી ૧૬ અને પળ ૧૯ થાયછે, તેને

---

૧ તિથિની કુલ ઘડી.

સર્વેક્ષની ઘટીના પંદરમા ભાગ સાથે જોડવી છે માટે શ્રવણનું સર્વેક્ષ કરવું જોઇએ. પંચાંગની નકલમાં લખેલ શ્રવણની ઘડીમાં ૫૫-૨૮ ઉત્તરાષાઢાની ઘડી સાથે શ્રવણની મળેલી ઘડી ૧૦-૩૬ જોડવાથી શ્રવણનું સર્વેક્ષ ૬૬-૪ થયું તેનો પંદરમો ભાગ કરવો છે એટલે ઘટીનાં પળ કરી તેમાં તેનાંજ પળ ઉમેરી તેને પંદરથી ભાગતાં ૨૬૪ પળ આવેછે તેની ઘડી ૪ ને પળ ૨૪ થયાં, અને ઉત્તરાષાઢાનાં સર્વેક્ષ ઘડીના ચોથા ભાગમાં જોડવાથી ઘડી ૨૦ ને પળ ૪૩ થાયછે; તેજ અભિજીત નક્ષત્રની કુલ ઘડી થઈ એટલે અભિજીત નક્ષત્ર ઘડી ૨૦ ને પળ ૪૩ સુધી તે દિવસ રેહેવાનું; ઉત્તરાષાઢાના સર્વેક્ષના ત્રણ ભાગ પછી અભિજીત નક્ષત્રનો પ્રવેશ થયો તે ઘડી ૨૦ ને પળ ૪૩ સુધી ચાલ્યો ત્યાર બાદ શ્રવણ બેઠું. ઉપરની રીતેજ ઉત્તરાષાઢા અને શ્રવણની વચ્ચે અભિજીત નક્ષત્રનો પ્રવેશ કરવો. આ નક્ષત્રનો આગલ વધારે ઉપયોગ પડવાનો નથી; તોપણ કોઇનો જન્મકાળ અભિજીતમાં આવેછે ત્યારે તેની મહાદશા કરવામાં તેનો ઘણો ઉપયોગ થાયછે, માટે તેની રીત અહીં દર્શાવીછે.

છઠ્ઠા તથા સાતમા ખાનામાં નક્ષત્રોની ઘડી તથા પળ એ બન્ને ક્રમથી લખવામાં આવેછે; નક્ષત્ર પણ જો ક્ષય થતું હોય તો તિથિની પેઠે ખાનામાં લખાતું નથી, પણ તેની ઘટી તિથિની ક્ષય ઘટિકાની માફક ક્ષય થનાર નક્ષત્ર કરતાં પેહેલાં નક્ષત્રની ઘડી સાથે લખાયછે. ઉદાહરણ. સંવત્ ૧૯૪૩ ના આષાડમાસની પંચાંગની નકલમાં સુદ ૨ શનીવારને દિવસ પુનર્વસુ ઘડી ૧ ને પળ ૩૭ છે (પુ. $\frac{૧-૩૭}{૫૬-૮}$) અને તેની નીચે પુષ્યની ઘડી લખી બતાવીછે. ક્ષય નક્ષત્રનું સર્વેક્ષ કરવું હોય ત્યારે તેમાં પ્રથમનો નિયમ લાગુ પાડવો નહિં. અને પંચાંગમાં ક્ષય નક્ષત્રની જે ઘડી ક્ષય થનાર નક્ષત્ર કરતાં પેહેલાનાં નક્ષત્ર સાથે લખી હોય તેજ ક્ષય થનાર નક્ષત્રનું સર્વેક્ષ સમજવું. આવીજ રીતે તિથિનો ક્ષય થતો હોય ત્યારે પણ ક્ષય તિથિનું સર્વેક્ષ કરવું; અને પેહેલાંનો નિયમ લાગુ ન કરવો.

ક્ષય નક્ષત્ર પછીનાં નક્ષત્રનું અથવા ક્ષય તિથિ પછીની તિથિનું સર્વેક્ષ કરવું હોય ત્યારે ક્ષય નક્ષત્રની તથા ક્ષય તિથિની ઘડીને પ્રથમના નક્ષત્ર તથા તિથિની સૂર્યોદય પછીની ઘડી સાથે મેળવી તેને ઘડી ૬૦ માંથી બાદ કરતાં જે શેષ રહે તે ઘડીને ક્ષય નક્ષત્ર પછીનાં નક્ષત્રની ઘડીમાં અને તિથિનું સર્વેક્ષ કરવું હોય તો ક્ષય પછીની તિથિની ઘડીમાં ઉમેરવી એટલે નક્ષત્ર તથા તિથિનું ક્રમ પ્રમાણે સર્વેક્ષ થાયછે.

---

### ક્ષય નક્ષત્ર પછીનાં નક્ષત્રનું સર્વેક્ષ કરવાનો દાખલો.

આગળ લખેલ પંચાંગના નમુનામાં આષાડ સુદ ૧ ને દિવસ આર્દ્રા ઘટી ૪-૫૨ છે, પુનર્વસુ ઘટી ૧-૩૭ અને પુષ્યનો ક્ષય છે, તોપણ તેની ઘટી ૫૬-૮ પુનર્વસુના ઘડીના ખાનામાં તેની ઘડીને નીચે મૂકી છે. હવે આશ્લેષા નક્ષત્રનું સર્વેક્ષ કરવાનું છે, માટે ક્ષય નક્ષત્ર (પુષ્ય) ની ઘડી ૫૬-૮ ને તે કરતાં પ્રથમ નક્ષત્ર પુનર્વસુની સૂર્યોદય પછીની ઘડી ૧-૩૭ સાથે મેળવીયે તો ૫૭ ઘડી અને ૪૫ પળ થાયછે. તેને ઘડી સાઠમાંથી બાદ કર્યાતો ૨-૧૫ પળ શેષ રહ્યા તે ક્ષય નક્ષત્ર પછીના નક્ષત્ર (આશ્લેષા) ની ઘડી ૫૩-૪૨ સાથે મેળવીએ તો ૫૫-૫૭ થયા તે આશ્લેષા નક્ષત્રનું

સર્વક્ષ થયું. આવીજ રીત પ્રમાણે ક્ષય નક્ષત્ર પછીનાં બીજાં નક્ષત્રોનું પણ સર્વક્ષ કરી લેવું; અને જ્યારે તિથિનો ક્ષય આવે ત્યારે પણ તેમજ કરવું.

ખાનાં આઠમામાં સત્તાવીશ યોગો પોતાના આદ્યાક્ષરથી લખાયછે; તે યોગોના નામો નીચે લખ્યા પ્રમાણે સંસ્કૃત ગ્રંથોમાં છે, ૧ વિષ્કુંભ, ૨ પ્રીતિ, ૩ આયુષ્મત્, ૪ સૌભાગ્ય, ૫ શોભન, ૬ અતિગંજ, ૭ સુકર્મન્, ૮ ધૃતિ, ૯ શૂલ, ૧૦ ગંજ, ૧૧ વૃદ્ધિ, ૧૨ ધ્રુવ, ૧૩ વ્યાઘાત, ૧૪ હર્ષણ, ૧૫ વજ્ર, ૧૬ સિદ્ધિ, ૧૭ વ્યતિપાત, ૧૮ વરીયસ્, ૧૯ પરિઘ, ૨૦ શિવ, ૨૧ સિદ્ધિ, ૨૨ સાધ્ય, ૨૩ શુભ, ૨૪ શુક્લ, ૨૫ બ્રહ્મન્, ૨૬ ઐંદ્ર, ૨૭ વૈધૃતિ.

નવમા તથા દશમા ખાનામાં યોગોનાં ઘડી પળ લખાયછે. યોગની ઘડીનું સર્વક્ષ તથા ક્ષય યોગની ઘડી લખવાની રીત તિથિ અને નક્ષત્ર પ્રમાણેજ છે, માટે તે લખી ફોકટ લંબાણ કર્યું નથી.

ખાના અગીઆરમામાં કરણો લખાયછે, તે કરણો ચર તથા સ્થિર એમ બે પ્રકારનાં હોયછે, તેનાં નામ ૧ બવ, ૨ બાલવ, ૩ કૌલવ, ૪ તૈતલ, ૫ ગર, ૬ વણિજ, અને સાતમું વિષ્ટિ એ સાત કરણો ચર કહેવાયછે, અને ૧ શકુની, ૨ ચતુષ્પદ, ૩ નાગ તથા ૪ કિંસ્તુઘ્ન એ ચાર સ્થિર કરણો કહેલાં છે. અંધારીઆં પક્ષની ચૌદશના ઉત્તરાર્ધમાં હમેશાં નિયમસર શકુની કરણ થાય. અમાવાસ્યાની જેટલી ઘડી સર્વક્ષની હોય તેના અર્ધભાગમાં અવશ્ય ચતુષ્પદ કરણ આવે. ને ઉત્તરના અર્ધભાગમાં નાગકરણ થાય. અને અજવાળીઆ પડવાના સર્વક્ષના પેલા ભાગમાં નક્કી કિંસ્તુઘ્નકરણ થાયછે, એ પ્રમાણે ઉપરનાં ચાર કરણો ચૌદશના ઉત્તરાર્ધથી નિયમસર આવેછે તેથી તે કરણો સ્થિર કહેવાયછે, અને બાકીનાં સાત કરણો શુકલપક્ષના પડવાના સર્વક્ષના બીજા ભાગથી બવ, બાલવ, કૌલવ ઇત્યાદિ સરખા ક્રમથી ચાલ્યાં આવેછે માટે તે ચર છે એવું જ્યોતિષવાળા માનેછે. દરેક તિથિમાં બબે કરણો ભોગવાઈ જાયછે માટે દરેક તિથિનું જે સર્વક્ષ થાય તેના અર્ધના સરીખું પ્રત્યેક કરણનું પ્રમાણ થાયછે, અને જ્યારે તિથિનો ક્ષય થાયછે, ત્યારે બે કરણનો પણ ક્ષય થઇ જાયછે. તે ક્ષય થએલ કરણ તથા તેની ઘડી પંચાંગમાં લખવા હાલરૂઢી ચાલતી નથી.

ખાનાં બારમામાં કરણની ઘડી લખાયછે, પણ કરણનાં પળ લખવામાં આવતાં નથી. કરણનાં સર્વક્ષ કરવાનું કામ આગળ ક્યાંઈ પડશે નહિં, એટલે બતાવેલ નથી. કરણ દરેક તિથિમાં બબે આવેછે; તોપણ કરણના ખાનામાં ફક્ત સૂર્યના ઉદય વખત જે કરણ હોય તેજ લખાયછે, તેની સાથે બીજું કરણ લખતા નથી, પણ તેથી બીજે દિવસે કરણની એક સંખ્યા મૂકી તે પછીનું ત્રીજું કરણ લખવામાં આવેછે.

ખાનાં તેરમામાં દિનમાન લખવાનો રિવાજ છે, દિનમાનની ઘડી અને પળ પડવાને સામે તેરમાં ખાનામાં લખેછે. અને જ્યાંલગણ દિનમાનની ઘડીમાં ફેર આવતો નથી ત્યાંસુધી સદરહુ ઘડી લખતા નથી બાકી માત્ર પળ લખેછે; પણ જ્યારે ઘડીમાં તફાવત પડે ત્યારે દિનમાનની ઘડી તથા પળ એમ બન્ને આંકડા લખેછે, આ પ્રમાણે નિયમ દિવસ ૧૪ લગણ કાયમ રહેછે અને પંદરમે દિવસે ઘડીમાં ફેર ન આવે તોપણ દિનમાનની ઘડી ને પળ બન્ને લખાયછે. દિનમાનની ઘડી તથા પળને ઘડી સાઠમાંથી બાદ કરતાં જે આંક રહે તે રાત્રિનું પ્રમાણ જાણવું.

ખાનાં ચૌદ, પંદર તથા સોળમામાં અનુક્રમથી પારસી, મુસલમાની અને અંગ્રેજી તારીખના આંકડા લખેલા હોયછે તેથી તેલોકોની તારીખની માહિતી હિંદુના પંચાંગથી મળી આવેછે.

સતરમા ખાનામાં સ્વદેશીય સૂર્યના ઉદયનું જ્ઞાન થવા માટે કલાક અને મિનિટ લખેછે. અને અઢારમા ખાનામાં સૂર્યના અસ્ત થવાના કલાક લખેલા હોયછે; જેથી અમુક દિવસે પોતાના દેશમાં સૂર્યનો ઉદય અથવા અસ્ત કયારે થશે તેની ખાત્રા વગર પરિશ્રમે થાયછે.

ખાનાં ઓગણીસમામાં ચંદ્રની રાશીનું જ્ઞાન થવા માટે તેની રાશી લખેલી હોયછે, તે રાશીના પૂર્ણ અક્ષર કયારેક લખેછે, પણ ઘણુંકરીને તો તેના પ્રથમના એક કે બે અક્ષર લખવામાં આવેછે. તેથી, મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધનુસ્, મકર, કુંભ, અને મીન એમ બાર રાશીઓનો બોધ જ્યોતિષીયો લેછે; અને તે ચંદ્રની રાશી સાથ ઘડીના આંક પણ વારંવાર લખવામાં આવેછે. તેથી એવું સમજાયછે કે તે તિથિયે તેટલી ઘડી પછી કોષ્ટકમાં લખેલ રાશીનો ચંદ્ર થાયછે અને તે કરતાં પ્રથમના વખતમાં ચંદ્ર તેની પેહેલાંની રાશીનો છે એમ સમજવું. ચંદ્રમા સવાબે નક્ષત્ર ભોગવે ત્યાં સુધી એકજ રાશીનો હોયછે, ને ત્યાર બાદ બદલેછે, એટલે બે નક્ષત્રનું સર્વક્ષ તથા ત્રીજા નક્ષત્રના સર્વક્ષનો ચતુર્થાંશ એ બધેનો જેટલો સરવાળો આવે તેટલા વખત લગી ચંદ્રમા એકજ રાશીમાં રહેછે.

સંવત્ ૧૯૪૩ ના આષાડ સુદિ ૧૫ શુક્રના પંચાંગ ઉપરના ગ્રહો.

| रवि. | चंद्र. | मंगल. | बुध. | गुरु. | शुक्र. | शनी. | राहु. | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૮ | ૫ | ૩ | ૫ | ૧ | ૨ | ૪ | રાશી. |
| ૦ | ૨૯ | ૧૪ | ૨૬ | ૧૦ | ૨૭ | ૨૨ | ૧૭ | અંશ. |
| ૫૭ | ૫૮ | ૪૮ | ૯ | ૩૧ | ૫૧ | ૫૬ | ૨૧ | કળા. |
| ૨૫ | ૫ | ૨૨ | ૧૨ | ૪૦ | ૩૪ | ૨ | ૩ | વિકળા. |
| ૫૭ | ૭૪૧ | ૩૫ | ૫૯ | ૭ | ૭૦ | ૮ | ૩ | ગતિ. |
| ૧ | ૧૬ | ૨૦ | ૫૬ | ૧૪ | ૮ | ૧૭ | ૧૧ | |

છાપેલ પંચાંગોમાં પંદર પંદર દિવસે ઉપર પ્રમાણે સૂર્ય વગેરે ગ્રહો લખવામાં આવેછે, તેમાં દરેક ગ્રહના જે પ્રથમના અંક હોયછે તે તેઓની રાશીઓના અંકો સમજવા, તે એવી રીતે કે શૂન્ય હોય તો મેષ રાશી; એક હોયતો વૃષભ રાશી, બે અંક હોયતો મિથુન રાશી, અને ત્રણ હોયતો કર્કરાશી; એ પ્રમાણે છેવટ અગીઆર હોયતો મીનરાશી સમજવાની છે. રાશીમાં બારનો આંક કયારે પણ લખાશે નહીં. રાશી પછી તેની નીચેના આંક ગ્રહોના અંશના હોયછે, તે અંશ ૨૯ સુધી લખાયછે; કારણ કે ત્રીશ અંશની એક રાશી થાયછે. અંશ નીચેના આંક કળા કહેવાયછે, અને કળા નીચે લખેલા આંક વિકળા કહેવાયછે. રાશીને ત્રાસે ગુણવાથી અંશ થાયછે; માટે અંશને ત્રીસે ભાગીએતો રાશી થાય. અંશને સાઠે ગુણવાથી કળા અને કળાને સાઠે ગુણવાથી વિકળા થાયછે. તેમ વિકળાને સાઠે ભાગવાથી કળા, કળાને સાઠે ભાગવાથી

અંશ, અને અંશને ત્રીસે ભાગવાથી રાશી આવેછે. એ પ્રમાણે જ્યોતિષશાસ્ત્રમાં, રાશી, અંશ, કળા અને વિકળાની સમજ બતાવી છે; ગ્રહોની રાશી, અંશ, કળા અને વિકળા પછી નીચેનાં ખાનામાં ગ્રહોની ગતિના બે આંક લખેલા છે. તેમાં પેહેલો આંક કળાના રૂપમાં અને બીજો આંક વિકળાના રૂપમાં હોયછે.

---

## ગ્રહોની રાશી સમજવાનો દાખલો.

આષાડસુદિ પૂર્ણિમાના કોષ્ટકમાં સૂર્ય ૩-૦-૫૭-૨૫ એપ્રમાણે છે, એટલે કર્કરાશી, પૂર્ણ અંશ, સત્તાવન કળા અને પચીશ વિકળાનો છે અને તેની ગતિ કળા સત્તાવન અને વિકળા એકની છે; આ પ્રમાણે પંચાંગમાં લખેલા કોષ્ટકની અંદર ગ્રહોની સમજ જાણવી.

**સૂર્ય.** એક રાશીમાં લગભગ એક મહિના લગણ રહેછે, એટલે તે બાર મહિને બાર રાશીમાં ફરી આવેછે.

**ચંદ્ર.** એક રાશીમાં આસરે સવાબે દિવસ રહેછે, તેથી ચંદ્રમા સત્તાવીશ દિવસે રાશી ચક્રમાં ફરી આવેછે.

**મંગળ.** એક રાશીમાં આસરે (વક્ર ન હોય તો) સાડાસત્તાવન દિવસે ફરી રહેછે; માટે તે બાર રાશીમાં એક વર્ષ અને અગીઆર મહિનાને આસરે ફરી આવેછે.

**બુધ.** એની ગતિ ઘણીજ અનિયમિત છે, તે જ્યારે શીઘ્ર થાયછે, ત્યારે આસરે પચીશ દિવસમાં એક રાશી ફરી આવેછે અને જ્યારે ગતિ મંદ થાયછે ત્યારે તે લગભગ દોઢ માસે પણ એક રાશી પૂર્ણ ફરી શકતો નથી અને તેની રાશી બદલવાનો નક્કી વખત પણ કહી શકાતો નથી.

**બૃહસ્પતિ.** આસરે એક વર્ષ લગણ એક રાશીમાં રહેછે; અને બાર વર્ષે બાર રાશી ભોગવેછે.

**શુક્ર.** એ ગ્રહની ગતિ પણ બુધ પ્રમાણે છે, તોપણ તેને એક રાશીમાં ફરતાં ઘણું કરી એક માસ લાગેછે.

**શની.** બધા ગ્રહો કરતાં ન્યૂન ગતિવાળો ગ્રહછે. તેને એક રાશીમાં ભ્રમણ કરતાં લગભગ અઢી વરસ લાગેછે અને ત્રીશ વર્ષે બાર રાશીમાં ભ્રમણ કરી રહેછે.

**રાહુ.** એ ગ્રહને એક રાશીમાં ભ્રમણ કરતાં ઘણું કરીને દોઢ વરસ લાગેછે; અને બાર રાશીમાં ફરતાં અઢાર વરશ વહી જાયછે.

---

## પંચાંગઉપરથી ગ્રહોની રાશી જ્ઞાનની સમજ.

છાપેલ પંચાંગોમાં પૂર્ણિમા તથા અમાવાસ્યાના ગ્રહો કોષ્ટકમાં આપેલા હોયછે: તેથી પુનેમ કે અમાસના ગ્રહો જાણવા હોયતો તે કોષ્ટક ઉપરથી સેહેલી રીતે જાણી શકાયછે.–પુનેમ અને અમાસને ઘણું કરીને દિવસ ૧૫ નું અંતર હોયછે: તે વચ્ચે કોઇ ગ્રહની રાશી બદલેછે તો પંચાંગ બનાવનાર રાશી બદલવાની ઘડી તથા પળ શીખે પંચાંગમાં તિથિના કોષ્ટકની સામે લખી બતાવેછે; જેમ કે પેહેલાં બતાવેલ પંચાંગની નકલમાં સુદિ ૧૩ બુધવારને દિવસ "કર્કેઽર્કः" (૫૮-૨૪) એમ લખેલછે, તેથી

જાણવું કે તે દિવસે ઘડી ૫૮–૨૪ પછી કર્ક રાશીનો સૂર્ય થયો; એમ દરેક ગ્રહની રાશી બદલવાની સૂચના પંચાંગઉપરથી જાણી શકાયછે. એટલે પૂર્ણિમાને અમાવાસ્યા વચ્ચે કોઈ પણ દિવસના ગ્રહની રાશી જાણવી હોયતો જે દિવસના ગ્રહ જાણવા ધારીએ તે દિવસ અને પૂર્ણિમા અથવા અમાવાસ્યા વચ્ચે જેટલા દિવસ વ્યતીત થયા હોય તેટલા દિવસમાં જે જે ગ્રહોની રાશી પંચાંગમાં પટલાણી હોય તે તે ગ્રહ તે રાશીનો સમજવો. બાકીના ગ્રહોની રાશી શુક્લપક્ષ હોયતો અમાસના કોષ્ટકના ગ્રહોની રાશી પ્રમાણે જાણવી. અને કૃષ્ણપક્ષ હોયતો પુનમના કોષ્ટકની રાશી જોઇને ગ્રહોની રાશીનું જ્ઞાન મેળવવું.

---

### ઇષ્ટ[1] દિવસે રાશીનું જ્ઞાન થવાનો દાખલો.

સંવત[2] ૧૯૪૩ ના આષાડ વદિ ૭ શુક્રવારને દિવસે સાંજની વેળાએ ગ્રહોની રાશી જાણવાની છે. કૃષ્ણપક્ષ છે માટે ગઇ પૂર્ણિમાના કોષ્ટકની નકલ ઉપરથી સર્વેની રાશી જાણી. જેમ પુનેમને દિવસે કર્કનો સૂર્ય, ધનનો ચંદ્ર, કન્યાનો મંગળ, કર્કનો બુધ, કન્યાનો ગુરૂ, વૃષભનો શુક્ર, મિથુનનો શની, સિંહનો રાહુ અને કુંભનો કેતુ[3] એ પ્રમાણે ગ્રહોની રાશીઓ આવેછે. તોપણ આષાડવદિ એકમ શનીવારને દિવસે ઘડી ૪૯–૫૧ પછી મિથુન રાશીનો શુક્ર પંચાંગમાં લખેલ છે. અને આષાડવદિ ૩ સોમવારને રોજ ઘડી ૫૧–૨ પછી "सिंहेज्ञः" એમ લખેલછે, તેથી જણાયછે કે સિંહનો (ज्ञ) બુધ થયો; સાતમ શુક્રવારના ગ્રહ કરવાના છે ને તે દિવસ ખાના ૧૯ મામાં ચંદ્ર ઘડી ૨૪ પછી મેષનો થાયછે. તેથી પુનેમના કોઠાના ગ્રહોની રાશી કરતાં શુક્ર, બુધ અને ચંદ્રની રાશી બદલી, બાકીના ગ્રહોની રાશી કોષ્ટક પ્રમાણે કાયમ રહેછે.

---

### સાતમની તિથિએ સાંજની વેળાએ પંચાંગઉપરથી આવેલી ગ્રહોની રાશી.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| सूर्य, | चंद्र, | मंगल, | बुध, | गुरु, | शुक्र, | शनी, | राहु, | केतु. | ☞ આવી રીતે. |
| કર્ક, | મેષ, | કન્યા, | સિંહ, | કન્યા, | મિથુન, | મિથુન, | સિંહ, | કુંભ. | |

હમેશાં ઇચ્છેલે દિવસે ગ્રહોની રાશીનું જ્ઞાન મેળવવું.

---

### જન્મપત્રી કરનારને અવશ્ય જાણવાની બિના.

બાળકનો જન્મ જે વખતે થયો હોય, તે વખત જાણવો ઘણોજ અગત્યનો છે, માટે પ્રસવ વખતે ઘડીઆળઉપરથી પ્રથમ સમયજ્ઞાન મેળવવું. તે સમય કલાકના રૂપમાં આવશે તેની ઘડી કરવી જોઇએ, તે એવી રીતે કે જો દિવસનો જન્મ થયો હોયતો જન્મ સમયના કલાક તથા મિનિટમાંથી[4] તે દિવસના સૂર્યોદય વખતના કલાક તથા મિનિટ બાદ કરવા; અને શેષ કલાક તથા મિનિટ જે રહે તેને અઢીગણા કરવાથી તે વખતની ઇષ્ટ ઘડી તથા પળ થાયછે; અઢીગણા કરવાથી પળની સંખ્યા સાઠ

---

૧ ઇચ્છેલ. ૨ આ ગ્રંથની અંદર બધે ઠેકાણે ચૈત્ર મહિનાથી સંવત્ ગણેલછે. ૩ આ ગ્રહ કોષ્ટકમાં લખાતો નથી તોપણ હમેશાં રાહુ કરતાં સાતમી રાશીએ હોયછે. ૪ જન્મવખતના કલાકમાંથી સૂર્યોદય તથા અસ્ત વખતના કલાક બાદ ન થાય ત્યારે તેમાં બારની સંખ્યાનો ઉમેરો કરીને બાદ કરવા.

કરતાં વધી જાયતો તેને સાઠનો ભાગ લગાડી લાધેલી ઘડી ઘડીના અંક સાથે મેળવી દેવી. કારણ કે સાઠથી વધારે પળ થતાં નથી. કોઇનો જન્મ રાત્રિનો થયો હોય તો જન્મ સમયના કલાક તથા મિનિટમાંથી તે દિવસના સૂર્યાસ્તના કલાક તથા મિનિટ બાદ કરવા. શેષાંકને અઢીએ ગુણતાં જે આવે તેને તે દિવસના દિનમાનની ઘડી તથા પળની સાથે મેળવવાથી રાત્રિની ઇષ્ટ ઘડી તથા પળ આવેછે.

**પ્રશ્ન.** સંવત્ ૧૯૪૩ ના આષાડવદિ ૭ શુક્રવારને દિવસ મધ્યાહ્ન પછીના કલાક ત્રણ અને મિનિટ પચીશ વખતે જન્મ થયો હોય ત્યારે ઇષ્ટ ઘડી તથા પળ કેટલાં આવે?

**ઉત્તર.** તે દિવસના સૂર્યોદય વખતના પંચાંગની નકલમાં લખેલ કલાક તથા મિનિટ (૫-૩૫) ને જન્મકાળના કલાક ૩-૨૫ માંથી બાદ કરતાં તે બાદ થઇ શકતા નથી, માટે જન્મ સમયના કલાકમાં બાર કલાકનો ઉમેરો કરી ૧૫-૨૫ સૂર્યોદય સમયના કલાક ૫-૩૫ તેમાંથી બાદ કર્યા, અને બાકી રહેલ અંક (૯-૪૦) ને અઢીએ ગુણવાથી ઘડી ૨૪ તથા પળ ૧૦ આવ્યાં. તેજ પૂછેલા દિવસની ઇષ્ટ ઘડી તથા પળ થયાં.

**પ્રશ્ન.** સદરહુ દિવસે રાત્રિના કલાક ૧૧ મિનિટ ૩૦ વખતે કોઇનો જન્મ થયો હોયતો ઇષ્ટ ઘટી કેટલી થવી જોઇએ?

**ઉત્તર.** તે દિવસ પંચાંગમાં લખેલ સૂર્યાસ્તના કલાક તથા મિનિટ ૬-૩૭ ને જન્મકાળના કલાક ૧૧-૩૦ માંથી બાદ કર્યા તો બાકી ૪-૫૩ રહ્યા. તેને ઘડી કરવા માટે અઢીએ ગુણ્યાતો ૧૨-૧૨ાા પળ થયાં. તેમાં તે દિવસના દિનમાનની ઘડી (૩૨-૨૩) જોડવા કહેલ છે તે જોડતાં ઇષ્ટ ઘડી ૪૪-૩૫ પળ થઈ.

જન્મ સમયનો ઇષ્ટકાળ કરતી વેળાએ ઘડી તથા પળનો આંક લેવાયછે, પણ પળનો સાઠમો ભાગ જે વિપળ તેને સ્વીકારતા નથી.

---

## ઇચ્છેલે દિવસે વેળા કરવાની રીત, અને વેળા શબ્દનો અર્થ.

જે વખતે બાળકનો જન્મ થાયછે તે વખતે જન્મેલાં બાળકની તેજ વખતની ઇષ્ટ ઘડીનું જ્ઞાન સૂક્ષ્મ રીતે મેળવી પંચાંગઉપરથી ગ્રહોની રાશી જોઈ એક કુંડલી ઉભી કરી તેમાં તે સમયનું લગ્ન તથા તે વેળાના ગ્રહો ચડાવી અને તેના ઉપરના ભાગના કાગળમાં ચાલતો સંવત્, શક, તે દિવસની તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ પંચાંગમાં લખેલ તેમની ઘડી તથા પળ શીખે લખી તેનું સાધારણ ફળ પૂછનારને સંભળાવવું, તેને વેળા કહેછે. તેથી આધુનિક સમયમાં પણ વેળા લેનાર પુરૂષે પ્રથમ ચાલતો સંવત, શક, તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ પોતપોતાનાં પંચાંગમાં લખેલ ઘડી શીખે લખવાં; અને તે પછી પ્રસવ સમયની ઘડી તથા પળ લખવાં. જેને ઘેર બાળક અવતર્યું હોય તે બાળકનાં માતપિતાનાં નામ લખવાનો રીવાજ હાલ ચાલેછે માટે તે પણ લખવાં તે લખવા બાદ બાર ખંડવાળી કુંડળી કરી તેમાં ચાલતું લગ્ન ચડાવી ચાલુ રાશીના સૂર્ય વગેરે ગ્રહો લખવાઃ એ પ્રમાણે કરવાથી જન્મેલા બાળકની વેળા અથવા જન્મકુંડલી થાયછે. એવું હાલના જોશિઓ માનેછે.

---

## મુંબઈનાં ગણિત પ્રમાણે લગ્નપત્ર અયનાંશ ૨૨નું.

| અંશ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ |
| | ૫૯ | ૭ | ૧૫ | ૨૩ | ૩૧ | ૩૯ | ૪૭ | ૫૫ | ૪ | ૧૩ | ૨૨ | ૩૦ | ૩૯ | ૪૮ | ૫૭ | ૬ | ૧૫ | ૨૪ | ૩૩ | ૪૨ | ૫૧ | ૫૯ | ૮ | ૧૭ | ૨૬ | ૩૫ | ૪૪ | ૫૩ | ૨ | ૧૧ |
| વૃષ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ |
| | ૨૦ | ૨૮ | ૩૭ | ૪૬ | ૫૫ | ૪ | ૧૩ | ૨૨ | ૩૨ | ૪૩ | ૫૩ | ૩ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૫ | ૫૫ | ૫ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૭ | ૫૭ | ૭ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૯ | ૫૯ | ૯ |
| મિથુન | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ |
| | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૧ | ૧ | ૧૧ | ૨૨ | ૩૨ | ૪૩ | ૫૪ | ૫ | ૧૭ | ૨૮ | ૩૯ | ૫૦ | ૧ | ૧૩ | ૨૪ | ૩૫ | ૪૬ | ૫૭ | ૯ | ૨૦ | ૩૧ | ૪૨ | ૫૩ | ૫ | ૧૬ | ૨૭ | ૩૮ |
| કર્ક | ૧૭ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૩ | ૨૩ |
| | ૪૯ | ૧ | ૧૨ | ૨૩ | ૩૪ | ૪૫ | ૫૭ | ૮ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૨ | ૩ | ૧૪ | ૨૫ | ૩૬ | ૪૭ | ૫૮ | ૯ | ૨૦ | ૩૧ | ૪૨ | ૫૩ | ૪ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૯ | ૦ | ૧૧ |
| સિંહ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૮ | ૨૮ | ૨૮ | ૨૮ |
| | ૨૨ | ૩૩ | ૪૪ | ૫૫ | ૬ | ૧૭ | ૨૮ | ૩૯ | ૪૯ | ૦ | ૧૦ | ૨૧ | ૩૨ | ૪૨ | ૫૩ | ૪ | ૧૪ | ૨૫ | ૩૫ | ૪૬ | ૫૭ | ૭ | ૧૮ | ૨૮ | ૩૯ | ૫૦ | ૦ | ૧૧ | ૨૧ | ૩૨ |
| કન્યા | ૨૮ | ૨૮ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૨૯ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૦ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૧ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૨ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૩ | ૩૩ |
| | ૪૩ | ૫૩ | ૪ | ૧૪ | ૨૫ | ૩૬ | ૪૬ | ૫૭ | ૭ | ૧૮ | ૨૯ | ૩૯ | ૫૦ | ૦ | ૧૧ | ૨૨ | ૩૨ | ૪૩ | ૫૩ | ૪ | ૧૫ | ૨૫ | ૩૬ | ૪૬ | ૫૭ | ૮ | ૧૮ | ૨૯ | ૩૯ | ૫૦ |
| તુળા | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૪ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૫ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૬ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૭ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૮ | ૩૯ | ૩૯ |
| | ૧ | ૧૧ | ૨૨ | ૩૨ | ૪૩ | ૫૪ | ૪ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૮ | ૫૯ | ૧૦ | ૨૧ | ૩૨ | ૪૩ | ૫૪ | ૫ | ૧૬ | ૨૭ | ૩૮ | ૪૯ | ૦ | ૧૧ | ૨૨ | ૩૩ | ૪૪ | ૫૬ | ૭ | ૧૮ |
| વૃશ્ચિક | ૩૯ | ૩૯ | ૩૯ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૦ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૧ | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ |
| | ૨૯ | ૪૦ | ૫૧ | ૨ | ૧૩ | ૨૪ | ૩૫ | ૪૬ | ૫૭ | ૮ | ૧૯ | ૩૧ | ૪૨ | ૫૩ | ૪ | ૧૫ | ૨૭ | ૩૮ | ૪૯ | ૦ | ૧૧ | ૨૩ | ૩૪ | ૪૫ | ૫૬ | ૭ | ૧૯ | ૩૦ | ૪૧ | ૫૨ |
| ધન | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૫ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૬ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૭ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૪૯ | ૫૦ |
| | ૩ | ૧૫ | ૨૬ | ૩૭ | ૪૮ | ૫૯ | ૧૧ | ૨૨ | ૩૨ | ૪૩ | ૫૩ | ૩ | ૧૪ | ૨૪ | ૩૪ | ૪૫ | ૫૫ | ૫ | ૧૬ | ૨૬ | ૩૬ | ૪૭ | ૫૭ | ૭ | ૧૮ | ૨૮ | ૩૮ | ૪૯ | ૫૯ | ૯ |
| મકર | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૧ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૨ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૩ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ |
| | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૧ | ૧ | ૧૧ | ૨૨ | ૩૨ | ૪૧ | ૫૦ | ૫૯ | ૭ | ૧૬ | ૨૫ | ૩૪ | ૪૩ | ૫૨ | ૧ | ૧૦ | ૧૯ | ૨૮ | ૩૬ | ૪૫ | ૫૪ | ૩ | ૧૨ | ૨૧ | ૩૦ | ૩૯ | ૪૮ |
| કુંભ | ૫૪ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ |
| | ૫૭ | ૫ | ૧૪ | ૨૩ | ૩૨ | ૪૧ | ૫૦ | ૫૯ | ૭ | ૧૫ | ૨૩ | ૩૧ | ૩૯ | ૪૬ | ૫૪ | ૨ | ૧૦ | ૧૮ | ૨૬ | ૩૪ | ૪૨ | ૫૦ | ૫૮ | ૬ | ૧૪ | ૨૨ | ૩૦ | ૩૮ | ૪૫ | ૫૩ |
| મીન | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| | ૧ | ૯ | ૧૭ | ૨૫ | ૩૩ | ૪૧ | ૪૯ | ૫૭ | ૫ | ૧૩ | ૨૧ | ૨૯ | ૩૭ | ૪૪ | ૫૨ | ૦ | ૮ | ૧૬ | ૨૪ | ૩૨ | ૪૦ | ૪૮ | ૫૬ | ૪ | ૧૨ | ૨૦ | ૨૮ | ૩૬ | ૪૩ | ૫૧ |

## લગ્નપત્રવિષે વિશેષ સૂચના.

આ લગ્નપત્ર અયનાંશ ૨૨–૪૩ નું છે: એટલે હવે બાકી વર્ષ ૫૭ લગણ તે કાયમ રહેવાનું ત્યાર બાદ તેમાં ફેર પડવાનો છે. એટલે ચાલતો સૈકો (૧૯૪૩) પૂર્ણ થઈ એકવિશમો સૈકો જ્યારે બેસસે ત્યારે લગ્નપત્રમાં જ્યોતિષના સુજ્ઞ જાણનારાઓએ ફેરફાર કરવો; તે એવી રીતે કે જ્યાં અંશ શુન્ય રાખેલ છે ત્યાં એક જાણવો; અને એક છે ત્યાં બેનો અંશ રાખવો, એમ છેવટ ૨૯ મો અંશ ઘટશે ત્યાં વૃષભ રાશીના શુન્ય અંશના આંક મૂકવા; અને વૃષભને ઓગણત્રીશમે અંશે મિથુન રાશીના શુન્ય અંશના આંક મૂકવા. એવી રીતે બધાં કોષ્ટક ફેરવી નાખવાં; અને મીન રાશીને ઓગણત્રીશમે અંશે મેષ રાશીના શુન્ય અંશના આંક લખવા એમ કરવાથી આવતા સૈકાનું પણ લગ્નપત્ર કાયમ રહેશે. દરેક સૈકેઉપર પ્રમાણે ફેરફાર કરવો પડેછે; તે ફેરફાર કરવામાં કંટાળો આવેતો આગળ બીજી રીતી બતાવવામાં આવશે. તે રીતથી લગ્નનું ગણિત આવતા સૈકામાં કરવું.

---

## ઇષ્ટદિવસે લગ્ન જાણવાની રીત.

મેષ, વૃષભ, મિથુન, કર્ક, સિંહ, કન્યા, તુળા, વૃશ્ચિક, ધનુસ્, મકર, કુંભ અને મીન એ બારે રાશીઓનાં લગ્નો એક રાત્રિદિવસમાં ભોગવાઈ જાયછે. જે રાશીનો સૂર્ય હોય; તે રાશીનું લગ્ન સૂર્યોદય વખતે હોયછે. અને તેથીજ સાતમી રાશીનું લગ્ન સૂર્યાસ્ત વખતે નક્કી આવેછે. આ લગ્ન લેવાની રીત સંસ્કૃત જ્યોતિષ શાસ્ત્રમાં ઘણી વિકટ કરેલી છે તે રીત અહીં બતાવવાથી ખરેખર કંટાળો ઉપજે તેમ છે, માટે તે રીત બતાવવી મોકુફ રાખી સેહેલી રીત અહીં દાખલ કરેલી છે.

જે દાહાડાનું લગ્ન કરવું હોય તે દહાડાની સૂર્યની રાશી તથા તેટલા અંશ (દિવસ) પંચાંગઉપરથી જોઇ કાઢવા. અને કેટલી રાશી તથા કેટલા અંશ સૂર્ય ચાલેલો છે: તે રાશી તથા તેટલા અંશનો કોઠો આની સાથે આપેલ લગ્નપત્રમાંથી જોઈ કાઢીને તે કોઠામાં જે આંક હોય તે આંક જૂદા માંડવા. પછી જે વખતનું લગ્ન કાઢવું હોય તે વખતની ઘડી તથા પળને તે કોઠાના આંક સાથે મેળવવાં[1]; અને તે મેળવતાં જે આંક આવે તે આંક અથવા તેને લગતો આંક આ લગ્નપત્રના કોઠા જોઈ કાઢતાં જે રાશીને જેટલે અંશે મળતો આવે તે રાશીના તેટલા અંશનું લગ્ન કહેવાયછે.

**પ્રશ્ન.** સંવત્ ૧૯૪૩ ના આષાડ વદિ ૭ શુક્રવારને દિવસે ઇષ્ટ ઘડી ૨૪ પળ ૧૦ વખતે કયું લગ્ન હશે?

**જવાબ.** પંચાંગની નકલમાં આષાડ સુદિ ૧૩ બુધવારને દિવસે ઘડી ૫૮ પળ ૨૪ પછી કર્ક રાશીના સૂર્ય થાયછે; એટલે પૂછેલે દિવસે સૂર્ય કર્કનો ચાલેછે. અને તેના અંશ અથવા દિવસ આઠ ગયાછે; કેમકે સૂર્ય છેક તેરસના પાછલા ભાગમાં બદલેછે તેથી તેરસનો દિવસ ગણવામાં લીધો નથી. પણ તે દિવસે પ્રભાતમાં સૂર્યની રાશી પટલાણી હોતતો તેરશ પણ ગયા દિવસની ગણત્રીમાં ગણાત. આ પ્રમાણે આગળ પણ અંશ ગણવામાં બરોબર કાળજી રાખવી.

---

૧ મેળવતાં અંકની સંખ્યા ૬૦ થી વધી જાયતો સાઠનો ભાગ આપવો.

ઉપર મુજબ કર્કરાશીના સૂર્યના દિવસ આઠ વિત્યાછે; માટે લગ્નપત્રમાં કર્કરાશીના આઠમા કોઠામાં આંક ૧૯-૧૯ લખેલા છે, તે જૂદા માંડીને તેની સાથે ઇષ્ટ ઘડીના આંક ૨૪-૧૦ ભેળવ્યાથી ૪૩-૨૯ થયા. લગ્નપત્રમાં ત્રેતાળીશ ઘડી અને ઓગણત્રીશ પળ ક્યાં છે? તે જોતાં એને લગતા* આંક વૃશ્ચિક રાશીને ૨૨ અંશે આવેછે માટે ૨૨ અંશે વૃશ્ચિકરાશીનું લગ્ન થયું.

અહીં લગ્ન લેવામાં ૭, ૨૨, ૪૩, ૩૪, એ રીતે ચાર આંક આવેછે; પણ બીજાનો હાલ ઉપયોગ ન હોતાં ફક્ત રાશી અને અંશ રાખવા. બાકીના આંક છોડી ન આપતાં ઇલાયદા રાખવા કારણકે આગળ મજકુર અંકોનો ઉપયોગ પડવાનો છે.

**પ્રશ્ન.** આષાડ વદિ ૭ શુક્રવારને દિવસે રાત્રીની ઇષ્ટ ઘડી ૪૪-૩૫ પળે કોઇનો જન્મ થયો હોય ત્યારે વેળા કેવી રીતે લેવી?

**ઉત્તર.** સંવત્ ૧૯૪૩ અને શકે ૧૮૦૮ છે; તે દિવસ પંચાંગમાં સાતમ શુક્રવાર ઘડી ૩૪-૨, રેવતી નક્ષત્ર ઘડા ૨૩-૫૧, સુકર્મન્ યોગ ઘડી ૩-૭ અને વિષ્ટિકરણ ઘડી ૩-૨૩ છે માટે નીચે મુજબ વેળામાં લખવું જોઇએ.

સંવત્ ૧૯૪૩ ના વર્ષે શકે ૧૮૦૮ પ્રવર્ત્તમાને આષાડમાસે કૃષ્ણપક્ષે સપ્તમ્યાં તિથૌ ભૃગવાસરે (૩૪-૨) રેવતી નક્ષત્રે (૨૩-૫૧) સુકર્મન્ યોગે (૩-૭) વિષ્ટિકરણે સૂર્યોદયાદિષ્ટ ઘડી (૪૪-૩૫) સમયે અમુક ગૃહે અમુક નામની સ્ત્રીને પુત્રયાપુત્રીનો જન્મ થયો, એ પ્રમાણે વેળામાં લખવું જોઇએ. બાદ બાર ખંડવાળી કુંડળીમાં લગ્ન તથા તે વેળાના ગ્રહો લખવા.

પ્રશ્નમાં પૂછેલ દિવસે વૃશ્ચિક રાશીમાં સૂર્યના અંશ આઠ વીત્યા છે; એમ પેહેલા સવાલના જવાબમાં નક્કી કરાયું છે; માટે લગ્નપત્રમાં આઠમા અંશના કોઠામાં આંક ૧૯-૧૯ લખ્યા છે; તેમાં ઇષ્ટ ઘડી ૪૪-૩૫ ના આંક ભેળવ્યાતો ૩-૫૪ થયા; એને લગતા આંક મેષ રાશીને સાતે અંશે આવેછે; માટે તે વખતે મેષ લગ્ન સાતે અંશે આવ્યું. તે પ્રમાણે બાર ખાનાવાળી કુંડળીમાં સદરહુ લગ્ન લખ્યું, અને પંચાંગની નકલમાં તે દિવસના ગ્રહોની પ્રથમની રીતિપ્રમાણે જે જે રાશી આવી તે, તે રાશીના ગ્રહો આ નીચેની કુંડળીમાં દાખલ કરેલા છે.




* લગ્નપત્રમાં સરખેસરખા આંકતો ક્યારેક મળશે; બાકી ઘડીના આંક સરખા મળશે. માટે વધારે મળતા આંક લેવા.

# જાતકાભરણપ્રમાણે ગ્રહોનાં સાધારણ ફળ.

## સૂર્યનું ફળ.

૧. પેહેલા ભાવમાં જેને સૂર્ય પડયો હોય તે માણુસના વાળ ટુંકા, કામ કરવામાં આળશુ, સ્વભાવે ક્રોધી, શરીરે ઉંચા કદનો, મજબૂતીવાળો, શૂરવીર છતાં ક્ષમાવાળો, દયાવગરનો, અને તેની આંખો મ્હોટી તથા રોગવાળી હોયછે, પણ પેહેલા ભાવમાં જો કર્કરાશી હોયતો તે સખ્સની ચાલ સ્થિતિ વગરની હોયછે, જો સિંહ રાશી હોયતો તે રાત્રિનો થોડું દેખેછે, અને તુલા રાશી હોયતો દરિદ્રી થાયછે, અને તેના છોકરાઓ ઘણું કરીને જીવતા નથી.

૨. બીજા ભાવમાં જો સૂર્ય હોયતો તે માણુસને દોલત, પુત્ર તથા વાહનનું સુખ કમતી હોયછે, તેની મતિ ટુંકી હોવાથી સજ્જનો તેની સાથે મિત્રતા કરતા નથી, અને તે બીજાને ઘેરવસી પોતાનું ગુજરાન ચલાવેછે.

૩. ત્રીજા ભાવમાં સૂર્ય પડયો હોયતો તે પુરૂષ ઘણું પ્રિય બોલનાર થાયછે; તેની પાસે ધનવાહન તથા નોકર પુષ્કળ હોયછે, અને શરીરમાં બળવાન હોયછે પણ તેના ભાઇઓ વધારે હોતા નથી.

૪. ચોથા ભુવનમાં સૂર્ય હોયતો તે મનુષ્યને સુખ, ધન, તથા વાહનની ખામી હોયછે, મુસાફરી વધારે વેઠવી પડેછે, અને તેનો પોતાના પિતાની સંગાથે બરાબર બનાવ રહેતો નથી.

૫. પાંચમા ભાવમાં જો સૂર્ય હોયતો તે માણુસને સંતાનો થોડાં થાયછે, તેની મનોવૃત્તિ ભ્રાંતિવાળી હોયછે, અને તેનાથી સારાં કામો બની શકતાં નથી, જેથી તેને સુખ ન મળતાં આખરે તે મહાદેવની ભક્તિવાળો થાયછે.

૬. છઠ્ઠા ભાવમાં સૂર્ય રહ્યો હોયતો તે માણુસને શત્રુઓ ગાંજી શકતા નથી, એટલુંજ નહીં પણ તે રાજ્યમાં મ્હોટો હુદ્દાદાર હોયછે. અને હમેશાં સુખ, પરાક્રમ, સારાં વાહન તથા મ્હોટાં બળવાળો થાયછે.

૭. સાતમા ભાવમાં સૂર્ય હોયતો તે માણુસ દોલતહીણુ, બે રૂપો, બ્હીકણુ, રોગી, દુરાચારી, સુકેલાં શરીરવાળો, અને રાજાની પ્રીતિવગરનો થાયછે.

૮. આઠમા ભાવમાં રહેલો સૂર્ય માણુસને નાન્હી આંખોવાળો, ઘણા શત્રુવાળો, બુદ્ધિહીણુ, અત્યંત ક્રોધી, અને થોડા પૈસાવાળો કરેછે.

૯. નવમા સ્થાનમાં રવિ હોયતો તે માણુસ હમેશાં ધર્મના કર્મમાં લાગેલો તેની બુદ્ધિ ઘણા સારા વિચારવાળી હોયછે, તેને પુત્ર તથા મિત્ર તરફનું સુખ પૂર્ણ થાયછે. અને તેને માતાના સંબંધમાં અનુકૂળતા થોડી હોયછે.

૧૦. દશમા ભાવમાં સૂર્ય રહેલો હોય તો સારી બુદ્ધિ, વાહન, ધન, પુત્રનું સુખ, સારા અલંકારો અને રાજાની મેહેરબાની મેળવીને સારો ઉપકાર કરાવેછે.

૧૧. અગીઆરમા ભાવમાં રહેલો સૂર્ય ગાયનનો શોખ, સારાં કામોમાં પ્રવૃત્તિ, ઉત્તમ કીર્તિ, પૂરતું ધન, અને રાજાતરફથી લાભ અપાવેછે.

૧૨. બારમા ભુવનમાં સૂર્ય હોયતો તેમાણુસની આંખો તેજહીણ થાયછે, તેનું ચિત્ત પોતાના પિતા તરફ બહુ ખેંચાયછે, અને તેની બુદ્ધિ વિપરીત હોયછે.

## ચંદ્રનું ફળ.

૧. પેહેલા ભાવમાં જો મેષ, વૃષભ, અથવા કર્કરાશી હોય અને તેમાં જો ચંદ્ર રહેતો હોયતો હોશીઆરી, સારૂં રૂપ, ધન, તથા ખાનપાન આપેછે, અને તે શિવાયનાં લગ્નમાં રહેલો ચંદ્ર તે માણુસને છાકટો, નીચ, બેહેરો, ગાંડો અને મુંગો કરેછે.

૨. બીજા ભાવમાં રહેલો પૂર્ણ ચંદ્ર માણુસને સુખ, સંતાન, ધન, વિનય, ચાતુર્યવાળી વાણી અને વિશાળ મતિ આપેછે. પણ જો ક્ષીણ ચંદ્ર હોય તો ઉપરથી વિપરીત ફળ આપેછે; અને મધ્યમ ચંદ્ર હોય તો મિશ્રિત ફળ આપેછે.

૩. ત્રીજા ભાવમાં પડેલો ચંદ્ર માણુસને ઘાતકી, અભિમાની, લોભી, અલ્પમતિવાળો, પોતાની પોચ ન હોવાથી ભાઇઓનો આશ્રિત અને નિર્દય કરેછે.

૪. ચોથા ભાવમાં જેને ચંદ્ર હોય તેને ખેતીવાડીમાંથી ધનનો લાભ મળે; સ્ત્રી, વાહન તથા પુત્રનું સુખ મળે, અને તે દેવ તથા બ્રાહ્મણનો ભક્ત થાય.

૫. પાંચમા ભાવમાં જેને ચંદ્ર હોય તે જીતેંદ્રિય, સત્યવાદી, હમેશાં ખુશીમાં રેહેનાર, ધન તથા સંતાનનાં સુખવાળો, સુશીળ અને પદાર્થોનો સંગ્રહ કરનાર થાયછે.

૬. છઠ્ઠા ભુવનમાં રહેલો ચંદ્ર માણુસને નિર્દય, ક્રોધી, આળશુ, કઠણ હૃદયવાળો, અને ખરાબ મનવાળો કરેછે. તેમજ તેના જઠરાગ્નિમાં પાચનશક્તિ ઓછી કરેછે અને તેને જારી ક્રોધ રહેવાથી તેના ઘણા શત્રુ પેદા થાયછે.

૭. સાતમા ભુવનમાં જેને ચંદ્ર હોય તે માણુસ મહાઅભિમાની, કામાતુર, ક્ષીણ શરીરવાળો, અને ધન તથા વિવેકથી રહિત થાયછે.

૮. આઠમા ભાવમાં જેને ચંદ્ર હોય તે નાન્હા પ્રકારના રોગવાળો હોવાથી તેનું શરીર દહાડે દહાડે ક્ષીણ થતું જાયછે. તેનું ધન, ચોર, શત્રુ અને રાજા હરી લીએછે જેથી તે હમેશાં મનમાં બળતો રહેછે. અને તેના ચિત્તમાં નાન્હી તરેહના ઉદ્વેગ ઉપજવાથી તે વ્યાકુળ દશામાં આવી પડેછે.

૯. નવમા ભુવનમાં રહેલો ચંદ્ર માણુસને સ્ત્રી, પુત્ર, તથા ધન વિગેરાનું સુખ આપેછે, પુરાણુની કથા સાંભળવામાં પ્રીતિ ઉપજાવેછે; અને સારાં કામ કરવામાં તથા યાત્રા કરવામાં તેની મતિને પ્રેરેછે.

૧૦. દશમા ભાવમાં રહેલ ચંદ્ર રાજાપાસેથી ધનનો લાભ અપાવેછે, મ્હોટી કીર્તિ જમાવેછે, પરાક્રમ તથા સંતોષ આપેછે, અને સારાં શીલથી અખૂટ લક્ષ્મીનું સુખ આપેછે.

૧૧. અગીઆરમા ભાવમાં જેને ચંદ્ર હોય તે માણસને સર્વે ઠેકાણે માન મળેછે, અને અનેક તરેહનાં વાહનોનું સુખ થાયછે, તેની કીર્તિ તથા ગુણો વિખ્યાત હોયછે તે સર્વેપર ખુશી રહેછે. અને તેના શરીરમાં કોઈ પણ જાતનો રોગ થાયછે.

૧૨. બારમા ભાવમાં જેને ચંદ્ર હોય તે માણસ નઠારા સ્વભાવવાળો થાયછે તેની સાથે સજ્જનો સોબત રાખતા નથી, તેનાં નેત્રમાં કંઈ વિકાર ઉપજેછે અને તેને ગુસ્સો વધારે હોવાથી તેના શત્રુ ઘણા થાયછે.

## મંગલનું ફળ.

૧. પેહેલા ભાવમાં રહેલો મંગળ મતિમાં વિભ્રમ ઉપજાવેછે, શરીરમાં ઘાવ કરાવેછે, સાહસમાં પ્રીતિ ધરાવેછે, અને ક્રોધી સ્વભાવ તથા ભટકવાનો ધંધો કરાવેછે.

૨. બીજા ભાવમાં જેને મંગળ હોય તે નઠારાની સોબત કરનાર, નઠારી બુદ્ધિવાળો અને ધન, દયા તથા સંપવગરનો થાયછે.

૩. ત્રીજા ભાવમાં પડેલો મંગળ માણસને રાજાની મેહેરબાનીનું ઉત્તમ સુખ, ઉદારતા, વખાણવાલાયક પરાક્રમ અને ધન આપેછે.

૪. ચોથા ભાવમાં મંગળ પડેલો હોય તે માણસને પોતાના મિત્ર તથા ઢોરાં તરફનો અસંતોષ રહેછે, મુસાફરીનું દુઃખ વધારે વેઠવું પડેછે. અને શરીરમાં રોગની પ્રબળતાને લીધે નબળાઈ વધતી જાયછે.

૫. પાંચમા ભાવમાં જેને મંગળ હોય તે માણસ વાત અને પિત્તના દરદથી હાલાક રહેછે, તેને પોતાની સ્ત્રી, પુત્ર તથા મિત્રથી થોડું સુખ મળેછે, અને તેની મતિ હમેશાં કોઇ કામમાં સ્થિર રહેતી નથી.

૬. છઠ્ઠા ભુવનમાં જેને મંગળ હોય તે માણસનો જઠરાગ્નિ પ્રબળ થાયછે; તેના શરીરમાં ક્રોધાવેશ વધારે હોયછે, તેની વિહાર કરવામાં વધારે ખુશી રહેછે, અને તેનો સત્પુરૂષોની સાથે સહવાસ વિશેષ હોયછે, જેથી તેના શત્રુઓ તેને ગાંજી શકતા નથી.

૭. સાતમા ભાવમાં જેને મંગળ હોય તેવા માણસને વૈરી તરફથી થતા નાની તરેહના અનર્થની ફિકર ગુદારતાં શરીરની તંદુરસ્તી રહેતી નથી અને પ્રિયાપર અમર્યાદ પ્રેમબંધનમાં બંધાઈ જવાથી તે આખરે દુઃખી થાયછે.

૮. આઠમા ભુવનમાં જેને મંગળ હોય તે માણસ નેત્રનાં અલ્પ સુખવાળો, મંદ નશીબવાળો તથા લોહીના બગાડથી થતી પીડાવાળો અને નેષ્ટ કામ કરનાર હોયછે, એટલુંજ નહીં પણ તે અવિવેકી હોવાથી સારા માણસોની નિંદા કરેછે.

૯. નવમા ભાવમાં જેને મંગળ હોય તેને રાજ્ય તરફનું સારૂં માન મળતાં તેની લોકોને મારવામાં વધારે પ્રવૃત્તિ થાયછે જેથી તેનું ધન તથા પુણ્ય ક્ષીણ થાયછે.

૧૦. દશમા ભાવમાં જેને મંગળ હોય તે માણસ રાજ્યમાં મોટા હુદ્દાપર તથા રાજાની તેનાપર પૂર્ણ પ્રીતિ હોયછે. નાની તરેહના આભૂષણોથી સુશોભિત રહેછે, અને

હમેશાં બીજાઓનો ઉપકાર કરવામાટે બનતો પ્રયત્ન કરેછે પણ વખતે તે સાહસ કામ પણ કરે ખરો.

૧૧. અગીઆરમા ભાવમાં પડેલો મંગળ માણસને હમેશાં ધન, નાના પ્રકારનાં વસ્ત્ર તથા વાહનો તરફનું પૂર્ણ સુખ આપેછે, રાજાની મેહેરબાની મેળવી આપેછે, અને ખૂબ લીલા લેર કરાવેછે.

૧૨. બારમા ભાવમાં જેને મંગળ હોય તે પોતાના મિત્રો સાથે વિરોધ કરનાર, નેત્રમાં રોગી, ક્રોધી, અલ્પ તેજવાળો, અને ઘણાં ખર્ચવાળો થાયછે.

## બુધનું ફળ.

૧. પેહેલા ભાવમાં જેને બુધ હોય તે માણસ શાંતિવાળો, વિનયી, ઉદાર, સારી ચાલવાળો, અત્યંત ગંભીર, વિદ્વાન, કળા જાણનાર અને ઘણાં સંતાનવાળો થાયછે.

૨. બીજા ભાવમાં જેને બુધ હોય તે માણસ સુશીળ, ગુરૂ ભક્તિવાળો, પોતાની હુશીઆરીથી મ્હોટું સુખ મેળવનાર, દેખાવડો અને મહત્ત્વવાળો થાયછે.

૩. ત્રીજા ભાવમાં જેને બુધ પડેલો હોય તે પોતાનાં માણસો સાથે કુકર્મ કરેછે, મલિન ચિત્તવાળો હોયછે, તેને સુખ કમતી હોયછે, અને તે પોતાનો સ્વાર્થ સાધવામાં કુશળ હોયછે.

૪. ચોથા ભાવમાં જેને બુધ હોય તે માણસ, વાહન, ધન, તથા ધાન્યથી સુખી હોયછે, ગાયન તથા નાટા રંગમાં ખુશી રહેછે, અને વિદ્યારૂપી આભૂષણથી અતી શોભાયમાન હોયછે.

૫. પાંચમા ભાવમાં પડેલો બુધ માણસને પુત્રસુખ, મિત્રસુખ, વાદ કરવાની શક્તિ, સલાહ કરવામાં પ્રવીણતા, અને સજ્જનપણું આપેછે.

૬. છઠ્ઠા ભાવમાં જેને બુધ હોય તે માણસ તકરારી, રોગી, કઠણ ચિત્તવાળો, અનેક શત્રુના જથામાં રહેવાથી તપતાં મનવાળો અને આળશુ તથા દુઃખીઓ હોયછે.

૭. સાતમા ભાવમાં પડેલ બુધવાળો માણસ સુશીળ, વૈભવવાળો, સત્યવાદી, અને સ્ત્રી પુત્ર તથા ધનનાં સંપૂર્ણ સુખવાળો થાયછે.

૮. આઠમા ભાવમાં પડેલો બુધ રાજાની મેહેરબાનીથી સઘળી સંપત્તિ મેળવી આપેછે, અભિમાન તથા લોકોની સંગાથે વિરોધ ઉપજાવેછે, અને ઘણીક જાતના પ્રયત્નોથી બીજાએકરેલકામનું ફળ લઈ લેવામાં તત્પર રહેછે.

૯. નવમા સ્થાનકમાં જો બુધ પડ્યો હોયતો માણસને ઉપકાર, વિદ્યા, તથા કળાથી સારૂં સન્માન અપાવેછે, નોકર, ધન અને છોકરાંઓ તરફનું સુખ આપેછે અને પૈસો ખરચવામાં ખુશી ઉપજાવેછે.

૧૦. દશમા ભાવમાં બુધ પડ્યો હોય તે બુદ્ધિમાન, ઉત્તમ કામ કરનાર, અનેક પ્રકારનાં ઐશ્વર્યવાળો; રાજાનો માનીતો, અને સુંદર ભાષણ કરનાર થાયછે.

૧૧. અગીઆરમા ભાવમાં જેને બુધ હોય તે માણસ ભોગ ભોગવવામાં બંધાએલો, ઘણા પૈસાવાળો, નમ્રતાવાળો, હમેશાં આનંદી, સુશીળ, બળવાળો અને નાના પ્રકારની વિદ્યાવાળો થાયછે.

૧૨. બારમા ભુવનમાં જે માણસને બુધ હોય તે માણસ નિર્દય, મતલબી, કપટી, અને મેલા મનવાળો હોયછે, જેથી તેની સાથે સારા માણસો મૈત્રી કરતા નથી.

## ગુરૂનું ફળ.

૧. પેહેલા ભાવમાં જેને ગુરૂ હોય તે માણસ રાજ્યમાનવાળો, વિદ્વાન, શાહાણો, કરેલા ઉપકારની બુજ કરનાર, ઉદાર મનવાળો અને દેખાવડો થાયછે.

૨. બીજા ભાવમાં પડેલ ગુરૂ માણસને સારાં રૂપવાળો, વિદ્યાવાળો, ગુણ, તથા કીર્તિવાળો, ગંભીર, દાતાર, શ્રેષ્ઠ સ્વભાવવાળો, ધનાઢ્ય અને કોઇની સાથે જેનો દ્વેષ ના હોય તેવો કરેછે.

૩. ત્રીજા ભાવમાં પડેલો ગુરૂ કૃતઘ્નીપણું, દુર્જનપણું, લોભ, તથા જઠરાગ્નિ મંદતાને લીધે દુર્બલપણું અને સ્ત્રી તથા પુત્રની સાથે અસંતોષ ઉપજાવેછે.

૪. ચોથા ભાવમાં જેને ગુરૂ હોય તે માણસ હમેશાં લોકો તરફથી માન, ધન તથા વાહનો મળવાથી ખુશીમાં રહેછે, અને રાજાની મેહેરબાનીથી દોલત મેળવેછે.

૫. પાંચમા ભુવનમાં પડેલો ગુરૂ માણસને મિત્ર, પુત્ર, મંત્રવિદ્યા, વાક્ચાતુર્ય અને નાના પ્રકારનાં વાહનોથી સુખ આપેછે.

૬. છઠ્ઠા ભાવમાં જેને ગુરૂ હોય તે માણસ ગાયનવિદ્યામાં આસક્ત શત્રુઓને હણનાર, તથા નશીબપર આધાર રાખવાથી નિરૂદ્યોગી થાયછે, અને તેને પોતાની કીર્તિ બહુ વાહાલી લાગેછે.

૭. સાતમા ભાવમાં પડેલ ગુરૂ માણસને શાસ્ત્રપાઠી, વિનયી, સ્ત્રી, તથા ધનનાં સુખવાળો, રાજ્યમાન્ય અને કવિતા વિષે બહુ ખુશ થનાર કરેછે.

૮. આઠમા ભુવનમાં જેને ગુરૂ હોય તે માણસ અત્યંત મેલો, ગરીબ સ્થિતિવાળો, મૂર્ખ, અવિનયી, આળશુ, ક્ષીણ શરીરવાળો અને સાધારણ ધંધો કરનાર થાયછે.

૯. નવમા ભાવમાં જેને ગુરૂ હોય તે માણસ રાજ્યમાં મ્હોટો અધિકારી, પુણ્યવાન, ડાહ્યો, અનેક પ્રકારની કળામાં પ્રવીણ, આસ્તિક, અને બ્રાહ્મણની ભક્તિવાળો થાયછે.

૧૦. દશમા સ્થાનમાં જેને ગુરૂ પડ્યો હોય તેને રાજ્ય, વાહન, મિત્ર, તથા સ્ત્રીનું પૂર્ણ સુખ હોયછે, અને તેનો યશ ઘણો વધતો જાયછે.

૧૧. અગીઆરમા ભાવમાં પડેલ ગુરૂ માણસને સત્તા, પૈસો, સારાં વસ્ત્રાદિક અને રાજાની મેહેરબાની મેળવીને વાહનોની સાહેબી અપાવેછે.

૧૨. બારમા ભુવનમાં જેને ગુરૂ હોય તે માણુસ ચિંતા, ઉતાપ, તથા ગુસામાં ગળક હોયછે, તેમજ પાપી, આળસુ, નિર્લજ તથા બુદ્ધિહીણુ હોયછે; અને તે કોઇ પણુ ઠેકાણેથી માન પામતો નથી.

## શુક્રનું ફળ.

૧. પેહેલા ભાવમાં પડેલ શુક્ર માણુસને કળામાં હુશીઆરી, વાચાળ, શક્તિ, દોલત અને રાજાતરફથી માન અપાવેછે.

૨. બીજા ભાવમાં જેને શુક્ર હોય તે માણુસ સારૂં સારૂં ખાવામાં પ્રીતિવાળો, સારાં કપડાં કે ઘરેણાં પેહેરવામાં શોકીન, નાન્હા પ્રકારની વિદ્યાવાળો, અને ધનિક થાયછે.

૩. ત્રીજા ભાવમાં પડેલો શુક્ર માણુસને શરીરે પાતળો, લોભી, દુષ્ટ મતિવાળો, નિર્ધ્રન, ખરાબ આચરણુવાળો, અને સત્પુરૂષોની સાથે વિરોધ ઉપજાવનારો કરેછે.

૪. ચોથા ભાવમાં જેને શુક્ર હોય તે દેવની ભક્તિવાળો, ધનધાન્યવાળો, મિત્ર સંબંધી સુખવાળો, અને ઘણાં ઢોરાંવાળો થાયછે.

૫. પાંચમા ભાવમાં જેને શુક્ર હોય તે કવિત્વ શક્તિવાળો, દોલતવાળો, પુત્રનાં સુખવાળો, અને રાજાનો માનકારી થાયછે.

૬. છઠ્ઠા ભાવમાં જેને શુક્ર હોય તે માણુસને ગૃહસ્થાશ્રમનું સુખ કમતી હોયછે અને તે બળ વગરનો હોયછે.

૭. સાતમા ભાવમાં જેને શુક્ર હોય તે માણુસ હુશીઆર, પાણીમાં ક્રીડા કરનાર અને ગણિકાની સાથે દોસ્તી રાખનાર થાયછે.

૮. આઠમા ભાવમાં જેને શુક્ર હોય તે ખુશ ચેહેરાવાળો, રાજ્યમાં માનકારી, લુચ્ચો, અત્યંત નિર્ભય, અભિમાની, અને વખતે સ્ત્રી તથા પુત્ર તરફની ફીકરવાળો થાયછે.

૯. નવમા ભાવમાં જેને શુક્ર હોય તે માણુસનું ધન, અભ્યાગત, ગુરૂ, તથા દેવની પૂજામાં અને તીર્થોમાં વપરાતાં હમેશાં તે ખુશીમાં રહેછે. અને તે ક્રોધ રહિત મુનિના જેવો વેશ પેહેરેછે.

૧૦. દશમા ભાવમાં જેને શુક્ર પડેલો હોય તે માણુસ શ્રેષ્ઠ ભાગ્યવાળો. તથા, સર્વત્ર આદરમાન પામનાર પોતાના ધર્મમાં નિષ્ઠાવાળો અને ધનિક થાયછે.

૧૧. અગીઆરમાં ભાવમાં પડેલો શુક્ર માણુસને ગાયન તથા નાટા રંગમાં શોક ઉપજાવેછે, હમેશાં વિચાર રખાવેછે, અને પોતાના ધર્મકર્મમાં લીન કરેછે.

૧૨. બારમા ભાવમાં જેને શુક્ર હોય તે માણુસ સત્કર્મથી રહિત, સર્વે સાથે વિરોધ કરનાર, વિષયી, નિર્દય અને અસત્યવાદી હોયછે.

## શનીનું ફળ.

૧. પેહેલા ભાવમાં પડેલ શની માણસને રોગી, ક્ષીણ શરીરવાળો, અને નિર્ધન કરેછે, પણ જો શની તુળારાશીનો, કુંભ અથવા મકર રાશીનો હોય તો, કોઇ નાન્હાં સરખાં ગામનો ધણી બનાવેછે.

૨. બીજા ભાવમાં જેને શની હોય તે માણુસ વ્યસની હોયછે; અને તેનો સારા માણુસો સંગ કરતા નથી જેથી તે ઘણી ફિકર ભોગવેછે, પણ જો તે દેશાંતરમાં જાય તો ત્યાં બીજા રાજાતરફથી માન પામેછે.

૩. ત્રીજા ભાવમાં જેને શની હોય તે માણુસ રાજાનો માન્ય, ગરાશીઓ, બહુ પરાક્રમી, અને ઘણાં માણુસોનું પાલન કરનાર થાયછે.

૪. ચોથા ભાવમાં પડેલો શની માણસને વાતપિત્તના વિકારથી ક્ષીણ બળવાળો, દુરાચારી, આળશુ, સર્વે સાથે કંકાસ ઉપજાવવાથી પચાએલાં મનવાળો અને મલિન ચિત્તવાળો કરેછે.

૫. પાંચમા ભાવમાં પડેલ શની માણસને હમેશાં રોગવડે ક્ષીણ કાયાવાળો, નિર્ધન, સુખની ખામીવાળો અને પુત્રનાં થોડાં સુખવાળો કરેછે.

૬. છઠ્ઠા ભાવમાં જેને શની હોય તે માણુસ શત્રુ વર્ગને જીતનાર, ગુણજ્ઞ, ડાહ્યા માણસોની આજ્ઞા પાળનાર, પુષ્ટ શરીરવાળો, અને પાચન શક્તિવાળો થાયછે.

૭. સાતમા ભાવમાં જેને શની હોય તે માણુસ વ્યાધીને લીધે, દુર્બળ કાયાવાળો, હલકા માણુસની સલાહ લેનારો અને સ્ત્રી તરફનાં દુઃખવાળો થાયછે.

૮. આઠમા ભાવમાં જેને શની હોય તે કૃશ શરીરવાળો, દાદરના દરદવાળો, સંતોષ તથા ભયવગરનો અને આળશુ થાયછે.

૯. નવમા ભાવમાં પડેલ શની માણસને ધર્મમાં પ્રીતીવાળો શરીરમાં કોઈ જાતની ખોટવાળો, દુર્બુદ્ધિવાળો અને ખુબસુરત કરેછે.

૧૦. દશમા ભાવમાં પડેલ શની માણસને મ્હોટો અમલદાર, રાજ્યનીતિ જાણનાર, નમ્રતાવાળો, કેટલાંક ગામોનો માલીક, મહા હુશીઆર, અને પુષ્કળ પૈસાવાળો કરેછે.

૧૧. અગીઆરમા ભાવમાં જો શની હોયતો વ્યાપાર વિષે કાળી ચીજોનો વધારે લાભ અપાવેછે, કાળાં પશુઓમાંથી લેણી કરાવેછે, અને નીચ લોકો પાસેથી અધિક લાભ અપાવેછે; પણ પુત્ર તરફનું કષ્ટ બતાવેછે.

૧૨. બારમા ભાવમાં જેને શની હોય તે, નિર્દય, નિર્ધન, બહુ ખર્ચ થવાથી અતી ફીકરવાળો, આળશુ, નીચની સોબત કરનાર, અને દુખીઓ થાયછે.

## રાહુનું ફળ.

૧. પેહેલા ભાવમાં જેને રાહુ હોય તે માણુસ નઠારી મતિવાળો, પોતાનાં કુટુંબને ઠગનાર, માથાના દરદવાળો, કામી અને વિવાદમાં જય મેળવનાર થાયછે.

૨. બીજા ભાવમાં પડેલો રાહુ વાચાળપણું, ધનનો નાશ, દરિદ્રને ચોતરફ ભટકવાનો ધંધો કરાવેછે.

૩. ત્રીજા ભાવમાં જેને રાહુ હોય તે માણુસ શત્રુને જીતનાર યશવાળો, સુખના વિલાસવાળો, પરાક્રમી અને આળશુ થાયછે, ને તેને ભાઇઓ તથા ઢોરાંસંબંધી વિશેષ સુખ હોતું નથી.

૪. ચોથા ભાવમાં જેને રાહુ હોય તે દુઃખી, સંબંધી વર્ગનાં મિત્રનાં તથા પુત્રનાં સુખ વગરનો અને હમેશાં ભટકનાર હોયછે.

૫. પાંચમા ભુવનમાં જેને રાહુ હોય તે માણુસના વધારે મિત્ર હોતા નથી તેને પેટનો મરજ હોયછે અને દરેક બાબતમાં તેને ભ્રાંતિ ઉપજેછે.

૬. છઠ્ઠા ભુવનમાં પડેલ રાહુ શત્રુનો તથા ઢોરાંનો નાશ, દ્રવ્યનો લાભ, કેડમાં રોગ, અને નીચ માણુસોની સોબતીથી પૈસાનો ફાયદો કરાવેછે.

૭. સાતમા ભાવમાં જેને રાહુ હોય તે માણુસને ભયંકર રૂપવાળી, કોપવાળી, સામે તકરાર કરનારી અને રોગવાળી બૈરી મળેછે. જેથી તેણીની સાથે તેનો બનાવ રહેતો નથી.

૮. આઠમા ભાવમાં જેને રાહુ હોય તે માણુસને શરીરે નુકસાનકારક ઘણા રોગો થાયછે, તેમજ ગુહ્ય રોગ અને વિદ્રાવળ થાયછે, અને તેના શત્રુઓ ઘણા હોયછે.

૯. નવમા ભાવમાં પડેલ રાહુ, ધર્મનો તથા પૈસાનો નાશ કરેછે, અને દરિદ્રિપણું આપેછે, વળી પોતાના શરીર તરફનું તથા ભાઇઓ તરફનું સુખ આપતો નથી.

૧૦. દશમા ભાવમાં રાહુ હોયતો પિતાના સુખનો અભાવ, ક્ષીણ ભાગ્ય, શત્રુનો નાશ, વાયુના રોગથી પીડા, અને રાજ્ય તરફથી અપમાન વગેરે નેષ્ટફળો આપેછે.

૧૧. અગીઆરમે ભાવે રહેલો રાહુ વિવિધ જાતની ચીજોનો લાભ આપેછે, અધિક સુખ દેખાડેછે, રાજ્ય સમૂહથી જૂદી જૂદી રીતનું માન અપાવેછે; વસ્ત્ર, સુવર્ણ, પશુ વગેરેના વ્યાપારથી સારો લાભ કરાવેછે, અને સુખ આપેછે.

૧૨. બારમે ભાવે રાહુ હોવાથી નેત્રમાં રોગ, પગમાં શસ્ત્રાદિકનો ઘાવ, પ્રપંચમાં પ્રવૃત્તિ નીચ કામમાં પ્રીતિ, સાધારણ માણુસો સાથે દોસ્તી, અને ખરાબ રસ્તે પૈસાનો વ્યય એ વગેરે નઠારાં ફળો થાયછે.

## કેતુનાં ફળો.

૧. પેહેલે ભાવે જેને કેતુ હોય તે, કામમાં લંબાણ કરનાર, રોગી શરીરવાળો, બિહીકણ, સ્ત્રી તરફની ચિંતાવાળો, સંસારના કામોમાંથી કંટાળી ગએલો અને વાયુના રોગવાળો થાયછે.

૨. બીજે ભાવે કેતુ હોવાથી ધન તથા ધાન્યનો નાશ, કુટુંબમાં કલહ, રાજ્યતરફથી ધન મેળવવાની ચિંતા, મુખમાં રોગ, અને ઉદાસીપણું, વગેરે દોષો થાયછે.

૩. ત્રીજે ભાવે કેતુ હોય તો વૈરીનો નાશ, સભામાં વાદ કરવાની શક્તિ, ધનનો લાભ, ભાઇઓનું મરણ, અને હાથમાં પીડા આપેછે.

૪. ચોથે ભાવે જેને કેતુ હોય તે માતાનાં સુખ વગરનો, મિત્રમંડળ તથા પિતાના સુખવગરનો અને કુટુંબમાં પણ દુઃખ ભોગવનાર થાયછે.

૫. પાંચમે ભાવે જેને કેતુ હોય તે પેટની પીડાવાળો, થોડાં સંતાનવાળો, અને મધ્યમ બુદ્ધિવાળો થાયછે.

૬. છઠ્ઠે ભાવે જન્મકુંડલીમાં જેને કેતુ હોય તેના વૈરીનો નાશ, મોશાળ પક્ષમાં માનભંગ, પશુમાંથી લ્હેણી, રોગનો અભાવ અને ધનનો લાભ ઇત્યાદિ ફળો મળેછે.

૭. સાતમે ભાવે જેને કેતુ હોય તે વિદેશમાં ગુજરાન ચલાવનાર, હમેશ પૈસાની તંગીવાળો, સ્ત્રીનાં દુઃખવાળો, અને રોગી થાયછે; પણ જો કર્કરાશીનો કેતુ સાતમે ભાવે હોય તો તેનું ફળ ઉપરના કરતાં ઉલટું એટલે સારૂં થાયછે.

૮. આઠમે ભાવે કેતુ કર્ક, કન્યા, અથવા મિથુન રાશીનો હોય તો સારો લાભ અપાવેછે, તેમજ મેષ, વૃષભ કે વૃશ્ચિક રાશીનો હોય તોપણ સારૂં ફળ આપેછે અને તે શિવાય બીજી રાશીનો કેતુ આઠમે ભાવે હોય તો ભગંદર રોગ પેદા કરેછે તથા પશુનો વિક્રય કરાવવાની માણસોને ફરજ પાડેછે.

૯. નવમા સ્થાનમાં કેતુ હોવાથી દુઃખનો નાશ, પુત્ર મળવાની આશા, હલકા માણસપાસેથી ધનનો લાભ, હાથમાં વ્યાધિ, અને ધર્મ તથા તપસ્યામાં, અત્યંત આસક્તિ કરાવેછે.

૧૦. દશમા ભાવમાં જેને કેતુ હોય તેને પિતાનું સુખ થાય નહિં, તે ભાગ્યહીન થાય, શત્રુનો પરાભવ કરી શકે નહિ, અને તેનું શરીર રોગથી પીડાય; પણ કન્યારાશીનો કેતુ સદહુ ભાવે હોય તો કહ્યા કરતાં સારૂં ફળ આપનાર થાયછે.

૧૧. અગીઆરમે ભાવે કેતુ હોય તો તે માણસ મધુર ભાષણ કરનાર, સારી વિદ્યાવાળો, ખુબસુરત, શોકીન, લાભ મેળવનાર, અને ગુહ્યના રોગવાળો થાયછે.

૧૨. જેને કેતુ બારમે ભાવે હોય તેને પગમાં તથા આંખમાં રોગ પેદા થાયછે–ઘરખર્ચ તથા બીજું ખર્ચ ઘણું વધી જાયછે, શત્રુઓનો નાશ થઇ જાયછે, શરમને હાની પોહોંચેછે, અને શરીરને રોગી કરેછે.

## ગ્રહોની ઉચ્ચ નીચ વગેરે રાશી જાણવાનું કોષ્ટક.

| | | रवि. | चंद्र. | मंगल. | बुध. | गुरु. | शुक्र. | शनी. | राहु. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ઉચ્ચ. | રાશી<br>અંશ. | ૦<br>૧૦ | ૧<br>૩ | ૯<br>૨૮ | ૫<br>૧૫ | ૩<br>૫ | ૧૧<br>૨૭ | ૬<br>૨૦ | ૨<br>૨૦ |
| નીચ. | રાશી<br>અંશ. | ૬<br>૧૦ | ૭<br>૩ | ૩<br>૨૮ | ૧૧<br>૧૫ | ૯<br>૫ | ૫<br>૨૭ | ૦<br>૨૦ | ૮<br>૨૦ |
| મૂલત્રિ-<br>કોણ. | રાશી<br>અંશ. | ૪<br>૨૦ | ૧*<br>૩ | ૦<br>૨૦ | ૫†<br>૧૫ | ૮<br>૨૦ | ૬<br>૨૦ | ૧૦<br>૨૦ | ૦<br>૦ |
| સ્વગૃહ. | | સિંહ. | કર્ક. | મેષ.<br>વૃશ્ચિક. | મિથુન.<br>કન્યા. | ધન.<br>મીન. | વૃષ.<br>તુલ. | મકર.<br>કુંભ. | કન્યા. |
| નિસર્ગ મિત્ર. | | ચં. મં.<br>ગુ. | ર. બુ. | ર. ચં.<br>ગુ. | ર. શુ. | ર. ચં.<br>મં. | બુ. શ. | બુ. શુ. | ૦ ૦ |
| નિસર્ગ સમ. | | બુ. | મં. ગુ.<br>શુ. શ. | શુ. શ. | મં. ગુ.<br>શ. | શ. | મં. ગુ. | ગુ. | ૦ ૦ |
| નિસર્ગ શત્રુ. | | શ. શુ. | ,, | બુ. | ચં. | બુ. શુ. | ર. ચં. | ર. ચં.<br>મં. | ૦ ૦ |

### ચાલતી કુંડલીમાં ઉચ્ચ વગેરેના ગ્રહોની સમજણ.

સૂર્ય કર્ક રાશીનો છે એટલે ઉચ્ચનો નીચનો મૂલત્રિકોણી અથવા સ્વગૃહી નથી, બાકી ચંદ્રની રાશીમાં છે તે ચંદ્ર કોઠામાં સૂર્યનો મિત્ર લખેલોછે માટે સૂર્ય મિત્રની રાશીનો જન્મકુંડલીમાં આષાડ વદિ ૭ શુક્રવારને રોજે છે, એમ નક્કી સમજાયછે.

ચંદ્ર જન્મકુંડલીમાં ઉચ્ચ, નીચ, મૂલત્રિકોણી અથવા તો સ્વગૃહી નથી, બાકી મંગળની રાશી (મેષ)નો છે, અને મંગળ કોઠામાં ચંદ્રનો નિસર્ગ સમ છે એટલે ચંદ્ર પણ મંગળની રાશીનો અથવા નિસર્ગ સમની રાશીનો છે એમ સમજવું.

મંગલ પણ ઉચ્ચ, નીચ, મૂલત્રિકોણી અથવા સ્વગૃહી નથી પણ કન્યાનો એટલે બુધની રાશીનો છે. તે બુધ કોઠામાં મંગળનો નિસર્ગ શત્રુ લખેલોછે માટે મંગળ પણ શત્રુની રાશીમાં રહેલોછે તે કારણથીજ તેનું ફળ ખરાબ થાય એમ ધારવું. એ પ્રમાણે બીજા ગ્રહોનું પણ સમજવું, અને આવીજ રીતે સર્વત્ર ઉચ્ચ, નીચ વગેરેની સમજણ વાંચનારાઓએ ધ્યાનમાં રાખવી.

---

* ચંદ્ર વૃષભ રાશીનો અંશ ત્રણ પછી મૂલ ત્રિકોણનો જાણવો. † બુધ કન્યારાશીનો પંદર અંશ પછી મૂલ ત્રિકોણનો સમજવો.

## નક્ષત્રાદિકના આધારથી નાડી વગેરે જાણવાનું કોષ્ટક.

| नंबर 1: नक्षत्र. | नंबर 2: योनि | नंबर 3: नाडी | नंबर 4: गण |
|---|---|---|---|
| अ. | अश्व (ઘોડો) | आद्य (પ્રથમની) | देव |
| भ. | गज (હાથી) | मध्य (વચલી) | मनुष्य |
| कृ. | मेष (બકરું) | अंत्य (છેલી) | राक्षस. |
| रो. | सर्प | अंत्य (છેલી) | मनुष्य |
| मृ. | सर्प | मध्य (વચલી) | देव |
| आ. | श्वान (કુતરું) | आद्य (પ્રથમની) | मनुष्य |
| पु. | मार्जार (બિલાડું) | आद्य (પ્રથમની) | देव. |
| पु. | मेष | मध्य (વચલી) | देव |
| आ. | मार्जार | अंत्य (છેલી) | राक्षस |
| म. | मूषिक (ઉંદર) | अंत्य (છેલી) | राक्षस |
| पू. | मूषिक | मध्य (વચલી) | मनुष्य |
| उ. | गो (ગાય) | आद्य (પ્રથમની) | मनुष्य. |
| ह. | महिष (પાડો) | आद्य (પ્રથમની) | देव |
| चि. | व्याघ्र (વાઘ) | मध्य (વચલી) | राक्षस. |
| स्वा. | महिष | अंत्य (છેલી) | देव |
| वि. | व्याघ्र | अंत्य (છેલી) | राक्षस |
| अ. | मृग (હરણ) | मध्य (વચલી) | देव |
| ज्ये. | मृग | आद्य (પ્રથમની) | राक्षस |
| मू. | श्वान | आद्य (પ્રથમની) | राक्षस |
| पू. | वानर (વાંદરો) | मध्य (વચલી) | मनुष्य |
| उ. | नकुळ (નોળીઉં) | अंत्य (છેલી) | मनुष्य |
| श्र. | वानर | अंत्य (છેલી) | देव |
| ध. | सिंह | मध्य (વચલી) | राक्षस |
| श. | अश्व | आद्य (પ્રથમની) | राक्षस |
| पू. | सिंह | आद्य (પ્રથમની) | मनुष्य |
| उ. | गो | मध्य (વચલી) | मनुष्य |
| रे. | गज | अंत्य (છેલી) | देव. |

| नंबर | गरुड | मार्जार | सिंह | श्वान | सर्प | मूषक | मृग | मेष |
|---|---|---|---|---|---|---|---|---|
| वर्ग 5 | | | | | | | | |
| अक्षर 6 | अ,आ, ई,ऊ,ऋ, | क,ख, ग,घ,ङ | च,छ, ज,झ,ञ | ट,ठ,ड, ढ,ण. | त,थ, द,ध,न | प,फ, ब,भ,म | य,र,ल, व, | श,स, ष,ह |

### बारराशिउपरथी वर्ण तथा हंसक जाणवानी रीत.

| १३ | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | १० | ११ | १२ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| वर्ण | क्षत्री | वैश्य | शूद्र | ब्राह्मण | क्षत्री | वैश्य | शूद्र | ब्राह्मण | क्षत्री | वैश्य | शूद्र | ब्राह्मण |
| हंसक | अग्नि | भूमि | वायु | वारि | अग्नि | भूमि | वायु | वारि | अग्नि | भूमि | वायु | वारि |

नंबर ७

એ કોઠામાંના પ્રથમના ખાનામાં અશ્વિની વગેરે સત્તાવીશ નક્ષત્રોના માત્ર પ્રથમના અક્ષરો લખેલાછે તેથી સત્તાવીશ નક્ષત્રનો સંકેત જાણવો. તેથી નીચેના અથવા બીજા કોઠામાં અશ્વ વગેરે યોનીઓ લખેલી છે. એની સમજ એ પ્રમાણે છે કે જેના જન્મસમયે જે નક્ષત્ર હોય તેની નીચેના ખંડમાં લખેલ યોની તેની થાયછે. જેમકે અશ્વિની નક્ષત્રમાં જેનો જન્મ થયો હોય તેની અશ્વનીયોની, ભરણી નક્ષત્રમાં જન્મ થયો હોય તો હસ્તિને કૃત્તિકા નક્ષત્રમાં જન્મ થયો હોયતો મેષની એપ્રમાણે બધાં નક્ષત્રોમાં જાણવાનું છે.

યોનીથી નીચેના એટલે ત્રીજા ખંડમાં નાડીઓ લખેલી છે તેનો જોવાનો ક્રમ પણ ઉપર મુજબ છે, અને નાડીથી નીચેના નંબર ચોથાના ખાનામાં ગણ લખેલાછે તે પણ ઉપર પ્રમાણેજ નક્ષત્રના ક્રમથી લેવાયછે.

નંબર છઠ્ઠાના ખાનામાં અકારાદિ સર્વે અક્ષરો લખેલાછે તેપરથી નંબર પાંચમાવાળા ખંડમાં લખેલ ગરૂડ વગેરે વર્ગોનું જ્ઞાન થાયછે. તે એવીરીતે કે અ કે આ, અક્ષરપર જેનું નામ હોય તેનો ગરૂડનો અને કકેખ વગેરે અક્ષરોપર નામ હોય ત્યારે બિલાડા વગેરેના વર્ગો થાયછે, એમ સર્વત્ર સમજવું.

નંબર સાતમાવાળા ખાનાના ભાગ ત્રણ કરેલાછે. પેહેલા ખાનામાં બારરાશી લખેલીછે. બીજામાં બ્રાહ્મણ વગેરે ચાર વર્ણો લખેલાછે, અને ત્રીજામાં અગ્નિ આદિ હંસક લખેલછે. તે રાશી ઉપરથી જાણવાના છે, જેમકે જેની મેષ રાશી હોય તેનો ક્ષત્રીનો વર્ણ અને અગ્નિહંસક થાયછે. અને વૃષભ રાશી હોય તેનો વૈશ્યવર્ણ તથા ભૂમિહંસક થાયછે, એપ્રમાણે બારે રાશી ઉપરથી જાણવું.

ઉપર જે યોની, નાડી, ગણ, વર્ગ, વર્ણ અને હંસક આપેલાંછે તેને હાલના જોશીઓ મંગલાચરણના કેટલાએક શ્લોકો લખવા બાદ જન્મપત્રીમાં લખેછે, માટે તેની જન્મપત્રી કરનારને જરૂરી હોવાથી અહીં લખવા ફરજ પડીછે.

જોશીઓ જન્મપત્રીમાં યોની વગેરે લખેછે તેનું મુખ્ય કારણ તો એજ જણાયછે કે બાળક તથા બાળકીનાં સગપણ કરતીવેળાએ પરસ્પર તેનો મેળાપક[1] જુએછે તે મેળાપકમાં યોની નાડી વગેરે સર્વેની જરૂર પડેછે, તે જો જન્મપત્રીમાં લખેલાં તૈયાર હોયતો તે વિષે પછી સગપણ ટાણે શાસ્ત્રનાં પાનાં શોધવાં પડતાં નથી.

---

૧ મેળાપક જોવાની ટુંકામાં રીત શાસ્ત્રમાં નીચે પ્રમાણે જોવામાં આવેછે. કન્યા અને બાળકની યોની જન્મ નક્ષત્ર ઉપરથી જોવી તેમાં બન્નેની યોની વિરોધિ ન આવે તો યોનીનો મેળાપ બરોબર છે એમ સમજવું અને એકની યોની બિલાડાં વગેરાંની અને બીજાની ઉંદર વગેરાંની આવે ત્યારે મેળાપક ઠીક કહેવાય નહિં. કન્યા અને બાળકની નાડી એકજ આવે તો મેળાપક થાય નહીં અને જૂદી આવે તો થાયછે. કન્યા અને બાળકનો ગણ એકજ આવતો હોયતો મેળાપક સારો કહેવાય અને કન્યાનો દેવગણ હોય અને વરનો મનુષ્યગણ હોયતો સાધારણ મેળાપક થાયછે, પણ એકનો ગણદેવ અથવા મનુષ્યનો હોય ને બીજાનો રાક્ષસનો હોય ત્યારે મેળાપક સારો કહેવાય નહીં.

વર્ગમાં વિરોધી વર્ગ જો આવે તો સારો મેળાપ થાય નહીં. જેમકે એકનો સર્પનો વર્ગ હોય ને બીજાનો ગરૂડનો વર્ગ હોય ત્યારે મેળાપક ઠીક ન ગણાય. તેમ વર્ણમાં બાળકનો વર્ણ ઉત્તમ જોઇએ અને કન્યાનો વર્ણ, અધમ જોઇએ તોજ વર્ણ મેળાપક થાય. જેમકે બાળકનો વર્ણ બ્રાહ્મણનો હોયતો કન્યાનો ક્ષત્રીનો હોવો જોઇએ. ઇત્યાદિ.

હંસકનું કામ મેળાપકમાં આવતું નથી તે ફકત જન્મપત્રીમાં અન્યોપયોગ થવામાટે અહીં દર્શાવેલછે.
ઉપરની રીત શિવાય મેળાપક જોવાની ઘણી રીતો છે પણ અહીં તો ફકત કચ્છદેશમાં જોવાતી મેળાપકની રીત ટુંકામાં બતાવેલીછે.

## અબ્દપ તથા શુદ્ધિ કરવાની રીત.

ચાલતા શકમાંથી ૧૨૩૮ બાદ કરવા, ને બાદ કરતાં જે બાકી આવે તેને સાઠે ભાગવા. આ પ્રમાણે કરવાથી જે શેષ વધે તે શેષ પ્રમાણે અબ્દપના શેષ કોષ્ટકમાંથી આંક લેવા. અને જેટલા અંકનો ભાગ ચાલેલો હોય તે ભાગની બરોબર અબ્દપના લબ્ધ કોષ્ટકમાંથી આંક લેઈ તે બેનો સરવાળો કરતાં જે આવે તેને અબ્દપ કહેછે. અને અબ્દપના ઉપરના આંકને સાતે ભાગવાથી જે શેષ આવે તે અબ્દપનો વાર કહેવાયછે. ઉપર પ્રમાણે અબ્દપના ચાર આંક આવેછે તેમાં પેલો આંક વારનો બીજો ઘડીનો ત્રીજો પળનો અને ચોથો વિપળનો જાણવો. આ પ્રમાણે રેષા દેશનો અબ્દપ થાયછે; પણ સ્વદેશનો થતો નથી. માટે રેષા[1] દેશ કરતાં સ્વદેશ જેટલા યોજન (ચાર ગાઉ) દુર હોય તેટલા યોજનમાંથી પોતાનો ચતુર્થાંશ બાદ કરવો, અને બાકી રહે તે અંકનો અબ્દપના ત્રીજા આંક (પળ) માં સંસ્કાર[2] કરવો. આ પ્રમાણે દેશાંતર સંસ્કાર આપવાથી પોતાના દેશનો અબ્દપ થાયછે. તેમજ શુદ્ધિ કરવી હોયતો શુદ્ધિના લબ્ધ તથા શેષ કોષ્ટકના અંકોનો સરવાળો કરવો, અને તે સરવાળો જો સાઠથી વધારે થાયતો તેને સાઠે ભાગતાં જે ભાગાકાર આવે તે ઉપરના અંકમાં ઉમેરવા. સુદ્ધિનો ઉપરનો આંક દિવસના રૂપમાં હોયછે. માટે તેને ત્રીશે ભાગતાં શુદ્ધિ આવેછે.

અબ્દપની પેઠે આમાં દેશાંતર સંસ્કાર કરવાની જરૂર નથી; માટે તે સંસ્કાર કરવો નહીં.

---

૧ ભાસ્કરાચાર્યે લંકાં, કુમારીક્ષેત્ર, કાંર્તિકક્ષેત્ર, મલ્લારીધાત્રી, પર્યલી, વત્સગુલ્મ; કુરૂક્ષેત્ર, ઉજ્જયની અને મેરૂ એ સર્વે મધ્યરેષાના દેશો ગણાવેલા છે. ૨ રેષા દેશ કરતાં સ્વદેશ પૂર્વે હોય તો તે આંક અબ્દપમાં જોડવા, અને પશ્ચિમે હોયતો તે આંક અબ્દપમાંથી બાદ કરવા.

# અબ્દપ લબ્ધ તથા શેષ કોષ્ટક.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૬ | ૫ | ૩ | ૨ | ૦ | ૬ | ૪ | ૩ | ૧ | ૦ | ૫ | ૪ | ૨ | ૧ | ૬ | ૫ | ૩ | ૨ | ૦ | ૬ | ૫ | ૩ | ૨ | ૦ | ૬ | ૪ |
| ૩૧ | ૨ | ૩૩ | ૫ | ૩૬ | ૭ | ૩૯ | ૧૦ | ૪૧ | ૧૨ | ૪૪ | ૧૫ | ૪૬ | ૧૮ | ૪૯ | ૨૦ | ૫૧ | ૨૩ | ૫૪ | ૨૫ | ૫૭ | ૨૮ | ૫૯ | ૩૦ | ૨ | ૩૩ | ૪ | ૩૬ | ૭ | ૩૮ |
| ૧૭ | ૩૪ | ૫૧ | ૯ | ૨૬ | ૪૩ | ૦ | ૧૮ | ૩૫ | ૫૨ | ૧૦ | ૨૭ | ૪૪ | ૧ | ૧૯ | ૩૬ | ૫૩ | ૧૧ | ૨૮ | ૪૫ | ૨ | ૨૦ | ૩૭ | ૫૪ | ૧૨ | ૨૯ | ૪૬ | ૩ | ૨૧ | ૩૮ |
| ૧૭ | ૩૪ | ૫૧ | ૮ | ૨૫ | ૪૨ | ૫૯ | ૧૬ | ૩૩ | ૫૦ | ૭ | ૨૪ | ૪૧ | ૫૮ | ૧૫ | ૩૨ | ૪૯ | ૬ | ૨૩ | ૪૦ | ૫૭ | ૧૪ | ૩૧ | ૪૮ | ૫ | ૨૨ | ૩૯ | ૫૬ | ૧૩ | ૩૦ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| ૩ | ૧ | ૦ | ૫ | ૪ | ૨ | ૧ | ૬ | ૫ | ૩ | ૨ | ૦ | ૬ | ૪ | ૩ | ૧ | ૦ | ૬ | ૪ | ૩ | ૧ | ૦ | ૫ | ૪ | ૨ | ૧ | ૬ | ૫ | ૩ | ૨ |
| ૯ | ૪૧ | ૧૨ | ૪૩ | ૧૫ | ૪૬ | ૧૭ | ૪૮ | ૨૦ | ૫૧ | ૨૨ | ૫૪ | ૨૫ | ૫૬ | ૨૭ | ૫૯ | ૩૦ | ૧ | ૩૩ | ૪ | ૩૫ | ૬ | ૩૮ | ૯ | ૪૦ | ૧૨ | ૪૩ | ૧૪ | ૪૫ | ૧૭ |
| ૫૫ | ૧૩ | ૩૦ | ૪૭ | ૪ | ૨૨ | ૩૯ | ૫૬ | ૧૪ | ૩૧ | ૪૮ | ૫ | ૨૩ | ૪૦ | ૫૭ | ૧૫ | ૩૨ | ૪૯ | ૬ | ૨૪ | ૪૧ | ૫૮ | ૧૬ | ૩૩ | ૫૦ | ૭ | ૨૫ | ૪૨ | ૫૯ | ૧૭ |
| ૪૭ | ૪ | ૨૧ | ૩૮ | ૫૫ | ૧૨ | ૨૯ | ૪૬ | ૩ | ૨૦ | ૩૭ | ૫૪ | ૧૧ | ૨૮ | ૪૫ | ૨ | ૧૯ | ૩૬ | ૫૩ | ૧૦ | ૨૭ | ૪૪ | ૧ | ૧૮ | ૩૫ | ૫૨ | ૯ | ૨૬ | ૪૩ | ૦ |
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ |
| ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૦ | ૨ |
| ૩૮ | ૫૩ | ૯ | ૨૪ | ૪૦ | ૫૫ | ૧૧ | ૨૬ | ૪૨ | ૫૮ | ૧૩ | ૨૯ | ૪૪ | ૦ | ૧૫ | ૩૧ | ૪૬ | ૨ | ૧૭ | ૩૩ | ૪૮ | ૪ | ૧૯ | ૩૫ | ૫૦ | ૬ | ૨૧ | ૩૭ | ૫૨ | ૮ |
| ૧૯ | ૫૨ | ૨૨ | ૫૩ | ૨૪ | ૫૬ | ૨૭ | ૫૮ | ૩૦ | ૧ | ૩૨ | ૩ | ૩૫ | ૬ | ૩૭ | ૯ | ૪૦ | ૧૧ | ૪૨ | ૧૪ | ૪૫ | ૧૬ | ૪૮ | ૧૯ | ૫૦ | ૨૧ | ૫૩ | ૨૪ | ૫૫ | ૨૭ |
| ૪૪ | ૧ | ૧૮ | ૩૬ | ૫૩ | ૧૦ | ૨૭ | ૪૫ | ૨ | ૧૯ | ૩૭ | ૫૪ | ૧૧ | ૨૮ | ૪૬ | ૩ | ૨૦ | ૩૮ | ૫૫ | ૧૨ | ૨૯ | ૪૭ | ૪ | ૨૧ | ૩૯ | ૫૬ | ૧૩ | ૩૦ | ૪૮ | ૫ |
| ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ |
| ૩ | ૪ | ૫ | ૦ | ૧ | ૨ | ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૦ | ૧ | ૨ | ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૨૩ | ૩૯ | ૫૫ | ૧૦ | ૨૬ | ૪૧ | ૫૭ | ૧૨ | ૨૮ | ૪૩ | ૫૯ | ૧૪ | ૩૦ | ૪૫ | ૧ | ૧૬ | ૩૨ | ૪૭ | ૩ | ૧૮ | ૩૪ | ૪૯ | ૫ | ૨૦ | ૩૬ | ૫૨ | ૭ | ૨૩ | ૩૮ | ૫૪ |
| ૫૮ | ૨૯ | ૦ | ૩૨ | ૩ | ૩૪ | ૬ | ૩૭ | ૮ | ૩૯ | ૧૧ | ૪૨ | ૧૩ | ૪૫ | ૧૬ | ૪૭ | ૧૮ | ૫૦ | ૨૧ | ૫૨ | ૨૪ | ૫૫ | ૨૬ | ૫૮ | ૨૯ | ૦ | ૩૧ | ૩ | ૩૪ | ૫ |
| ૨૨ | ૪૦ | ૫૭ | ૧૪ | ૩૧ | ૪૯ | ૬ | ૨૩ | ૪૧ | ૫૮ | ૧૫ | ૩૨ | ૫૦ | ૭ | ૨૪ | ૪૨ | ૫૯ | ૧૬ | ૩૩ | ૫૧ | ૮ | ૨૫ | ૪૩ | ૦ | ૧૭ | ૩૪ | ૫૧ | ૯ | ૨૬ | ૪૩ |

## શુદ્ધિ લબ્ધ કોષ્ટક.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૭ | ૧૧ | ૧૫ | ૧૯ | ૨૩ | ૨૭ | ૧ | ૫ | ૮ | ૧૨ | ૧૬ | ૨૦ | ૨૪ | ૨૮ | ૨ | ૬ | ૧૦ | ૧૩ | ૧૭ | ૨૧ | ૨૫ | ૨૯ | ૩ | ૭ | ૧૧ | ૧૫ | ૧૮ | ૨૨ | ૨૬ |
| ૫૩ | ૪૬ | ૪૦ | ૩૩ | ૨૬ | ૨૦ | ૧૩ | ૭ | ૦ | ૫૩ | ૪૭ | ૪૦ | ૩૩ | ૨૭ | ૨૦ | ૧૪ | ૭ | ૦ | ૫૪ | ૪૭ | ૪૦ | ૩૪ | ૨૮ | ૨૧ | ૧૪ | ૭ | ૧ | ૫૪ | ૪૭ | ૪૧ |
| ૨૨ | ૪૫ | ૮ | ૩૦ | ૫૩ | ૧૬ | ૩૮ | ૧ | ૨૪ | ૪૬ | ૯ | ૩૨ | ૫૪ | ૧૭ | ૪૦ | ૨ | ૨૫ | ૪૮ | ૧૦ | ૩૩ | ૫૬ | ૧૮ | ૪૧ | ૪ | ૨૬ | ૪૯ | ૧૨ | ૩૪ | ૫૭ | ૨૦ |
| ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| ૦ | ૪ | ૮ | ૧૨ | ૧૬ | ૨૦ | ૨૩ | ૨૭ | ૧ | ૫ | ૯ | ૧૩ | ૧૭ | ૨૧ | ૨૫ | ૨૮ | ૫ | ૬ | ૧૦ | ૧૪ | ૧૮ | ૨૨ | ૨૬ | ૦ | ૩ | ૭ | ૧૧ | ૧૫ | ૧૯ | ૨૩ |
| ૩૪ | ૨૮ | ૨૨ | ૧૪ | ૮ | ૧ | ૫૪ | ૪૮ | ૪૧ | ૩૫ | ૨૮ | ૨૧ | ૧૫ | ૮ | ૨ | ૫૫ | ૪૮ | ૪૨ | ૩૫ | ૨૮ | ૨૨ | ૧૫ | ૯ | ૨ | ૫૫ | ૪૯ | ૪૨ | ૩૫ | ૨૯ | ૨૨ |
| ૪૨ | ૫ | ૨૮ | ૫૦ | ૧૩ | ૩૬ | ૫૮ | ૨૧ | ૪૪ | ૬ | ૨૯ | ૫૨ | ૧૪ | ૩૭ | ૦ | ૫૨ | ૪૫ | ૮ | ૩૦ | ૫૩ | ૧૬ | ૩૮ | ૧ | ૨૪ | ૪૬ | ૯ | ૩૨ | ૫૪ | ૧૭ | ૪૦ |
| ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૨૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ | ૪૦ | ૨૦ | ૦ |

## શુદ્ધિ શેષ કોષ્ટક.

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | ૨૫ | ૬ | ૧૭ | ૨૮ | ૯ | ૨૦ | ૧ | ૧૨ | ૨૩ | ૫ | ૧૬ | ૨૭ | ૮ | ૧૯ | ૦ | ૧૧ | ૨૨ | ૩ | ૧૪ | ૨૫ | ૬ | ૧૭ | ૨૮ | ૯ | ૨૧ | ૨ | ૧૩ | ૨૪ | ૫ |
| ૨૩ | ૨૭ | ૩૦ | ૩૪ | ૩૮ | ૪૨ | ૪૬ | ૫૦ | ૫૪ | ૫૮ | ૨ | ૫ | ૯ | ૧૩ | ૧૭ | ૨૧ | ૨૫ | ૨૯ | ૩૩ | ૩૭ | ૪૦ | ૪૪ | ૪૮ | ૫૨ | ૫૬ | ૦ | ૪ | ૮ | ૧૨ | ૧૫ |
| ૭ | ૦ | ૫૪ | ૪૭ | ૪૧ | ૩૪ | ૨૭ | ૨૧ | ૧૪ | ૭ | ૧ | ૫૪ | ૪૮ | ૪૧ | ૩૪ | ૨૮ | ૨૧ | ૧૪ | ૮ | ૧ | ૫૫ | ૪૮ | ૪૧ | ૩૫ | ૨૮ | ૨૨ | ૧૫ | ૮ | ૨ | ૫૫ |
| ૩૪ | ૫૬ | ૧૯ | ૪૨ | ૪ | ૨૭ | ૫૦ | ૧૨ | ૩૫ | ૫૮ | ૨૦ | ૪૩ | ૬ | ૨૮ | ૫૧ | ૧૪ | ૩૬ | ૫૯ | ૨૩ | ૪૪ | ૭ | ૩૦ | ૫૨ | ૧૫ | ૩૮ | ૦ | ૨૩ | ૪૬ | ૮ | ૩૯ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| ૧૧ | ૨૭ | ૮ | ૧૯ | ૦ | ૧૧ | ૨૨ | ૩ | ૧૪ | ૨૫ | ૬ | ૧૮ | ૨૯ | ૧૦ | ૨૧ | ૨ | ૧૩ | ૨૪ | ૫ | ૧૬ | ૨૭ | ૮ | ૧૯ | ૦ | ૧૨ | ૨૨ | ૪ | ૧૫ | ૨૬ | ૩ |
| ૨૯ | ૨૩ | ૨૭ | ૩૧ | ૩૫ | ૩૯ | ૪૩ | ૪૭ | ૫૦ | ૫૪ | ૫૮ | ૨ | ૬ | ૧૦ | ૧૪ | ૧૮ | ૨૨ | ૨૫ | ૨૯ | ૩૩ | ૩૭ | ૪૧ | ૪૫ | ૪૯ | ૫૩ | ૫૭ | ૦ | ૪ | ૮ | ૧૯ |
| ૪૮ | ૪૧ | ૩૫ | ૨૯ | ૨૨ | ૧૫ | ૯ | ૨ | ૫૫ | ૪૯ | ૪૨ | ૩૬ | ૨૯ | ૨૨ | ૧૬ | ૯ | ૨ | ૫૬ | ૪૯ | ૪૩ | ૩૬ | ૨૯ | ૨૩ | ૧૬ | ૯ | ૩ | ૫૬ | ૫૦ | ૪૩ | ૧૭ |
| ૫૪ | ૧૯ | ૪૯ | ૨ | ૨૪ | ૪૭ | ૧૦ | ૩૨ | ૫૫ | ૧૮ | ૪૦ | ૩ | ૨૬ | ૪૮ | ૧૧ | ૩૪ | ૫૬ | ૧૯ | ૪૨ | ૪ | ૨૭ | ૫૦ | ૧૨ | ૩૫ | ૫૧ | ૨૦ | ૪૨ | ૬ | ૨૮ | ૧૧ |

## અબ્દપ અને શુદ્ધિ[1] કરવાનો દાખલો.

શકે ૧૮૦૮ માંથી ૧૨૩૮ બાદ કર્યાતો બાકી ૫૧૦ રહ્યા. તેને સાઠે ભાગતાં અગીઆર લાધેછે અને ત્રીશ બાંકી રહેછે એટલે પેહેલાં અબ્દપનાં લબ્ધ કોષ્ટકમાંથી નવમા કોઠાના આંક ૦-૪૧-૩૫-૩૩ લીધા. અને અબ્દપના શેષ કોષ્ટકમાંથી ત્રીસમા કોઠાના આંક ૩-૨૩-૫૮-૨૨ લીધા. એ બેઉનો સરવાળો કરતાં ૩-૬૪-૯૩-૫૫ આ પ્રમાણે થાયછે. એમાં સાઠથી વધારે આંકછે. તેને સાઠે ભાગ દેતાં લાધેલ અંક ઉપરના અંકમાં મેળવ્યા એટલે રેષા દેશનો અબ્દપ ૩-૫-૩૩-૫૫ થયો. કચ્છ દેશનો રેષા દેશ ઉજ્જયની ગણાયછે. તે ઉજ્જયની કચ્છથી ૬૦ યોજન દુરછે. અને ઉજ્જયની કરતાં કચ્છદેશ પશ્ચિમે રહેલો છે; તેથી આંહિં અબ્દપનું દેશાંતર ફળ અબ્દપમાંથી બાદ કરવું પડેછે. દેશાંતર યોજન સાઠમાંથી તેનો ચોથો ભાગ ૧૫ બાદ કર્યો એટલે ૪૫ રહ્યા. તે દેશાંતર ફળ થયું. એને અબ્દપના ત્રીજા અંકમાંથી બાદ કરવાનું છે. અબ્દપનો ત્રીજો આંક ૩૩ છે તેમાંથી ૪૫ બાદ થાય નહીં એટલે ઘડી ૫ ને બદલે ચાર કરી તેમાંથી સાઠ લેઈ ૪૫ બાદ કર્યા તો બાકી ૧૫ રહ્યા તેને ૩૩ સાથે જોડયા એટલે ૪૮ થયા માટે ૪-૪-૪૮-૫૫ એ પ્રમાણે સ્વદેશીય અબ્દપ થયો. અને એ પ્રમાણેજ હમેશ સ્વદેશનો અબ્દપ કરવો.

શુદ્ધિના લબ્ધ કોષ્ટકમાંથી નવમા કોઠાના આંક ૫-૦-૨૪-૦ અને શેષ કોષ્ટકમાંથી ત્રીશમા કોઠાના આંક ૫-૧૫-૫૫-૩૯ છે તે બેઉનો સરવાળો ૧૦-૧૫-૭૯-૩૯ થયો તેમાં ૬૦ થી વધારે આંક (૭૯) છે; તેને સાઠે ભાગતાં એક લાધ્યો, અને શેષ ૧૯ રહ્યા. લાધેલ અંકને ઉપરના અંકમાં મેળવવાથી ૧૬ થયા એટલે ૧૦-૧૬-૧૯-૩૯ એ પ્રમાણે શુદ્ધિ થઈ. શુદ્ધિનો ઉપરનો જે અંક હોય તેટલા ચૈત્ર મહિનાના દિવસ ગયા પછી મધ્યમ માનથી મેષ રાશીનો સૂર્ય થાયછે. અધિક માસ થશે કે નહિં તે પણ શુદ્ધિ ઉપરથી કહી શકાયછે. તે એવીરીતે કે શુદ્ધિનો ઉપરનો અંક ૦-૧-૨-૩ અથવા વીશ કરતાં વધારે જે શકમાં થાય તેમાં અવશ્ય અધિક માસ થશે એમ જાણવું. અને જો શુદ્ધિનો ઉપરનો અંક ચારથી વીશ લગણ હોય ત્યારે તે સૈકામાં અધિક માસ થવાનો નથી એમ નિશ્ચય જાણવું. જુઓ કે શકે ૧૮૦૮ ની સાલમાં શુદ્ધિનો ઉપરનો અંક ૧૦ છે; તો અધિક માસ પણ પંચાંગમાં લખેલ નથી.

### અહર્ગણ કરવાની રીત.

જે મહિનામાં જે તિથિનો ગણ કરવાનો હોય તે મહિના શિવાય જેટલા ચૈત્રમાસથી મહિના ગએલા હોય તેને ત્રીશે ગુણવા. ને તેમાં ચાલતા માસના શુકલ પક્ષના પડવાથી જેટલી તિથિઓ ગઇ હોય તેટલી સંખ્યા ઉમેરવી. તેમાંથી શુદ્ધિનો ઉપરનો આંક કમી કરવો. અને તે આંકનો સાઠમો ભાગ બાદ કરવો એમ કરવાથી ઇષ્ટદિવસનો અહર્ગણ થાયછે.

ઇષ્ટ દિવસના અહર્ગણમાં અબ્દપના વારનો આંક મેળવવો; અને તેને સાતથી ભાગ દેવો; ભાગદેતાં ૧-૨-૩-૪-૫-૬ ૭ શેષ રહે તે રવિ, સોમ, મંગળ બુધ, ગુરૂ,

---

૧ શુદ્ધિ=અધિક માસના દિવસ.

શુક્ર અને શની અનુક્રમેવાર સમજવા જેવારનો અહર્ગણ કરેલો હોય તે અહર્ગણમાંથી ઉપર મુજબવાર કાહાડતાં તેનો તેજવાર નીકળેછે, કદાચ તેવારમાં એકવારનો તફાવત આવે ત્યારે અહર્ગણમાં એક આંકની વધઘટ કરી વાર કાહાડવો. વાર ન મળે તેવે પ્રસંગે અહર્ગણમાં એક કરતાં વધારે આંકનો કયારે પણ વધારો કે ઘટારો કરવો નહીં. જેસાલમાં અધિકમાસ આવેલો હોય તે સાલમાં અહર્ગણ કરવાની રીત ઉપર પ્રમાણેજ છે. તોપણ તફાવત એટલોજ છે કે ચૈત્ર મહિનાથી ગએલ માસની સંખ્યા ન ગણતાં વૈશાખ મહિનાથી ગણવી બાકીની સર્વે રીતિ પ્રથમ પ્રમાણેજ છે.

## અહર્ગણ કરવાનું ઉદાહરણ.

સંવત્ ૧૯૪૩ ના આષડ વદિ ૭ શુક્રવારનો અહર્ગણ કરવાનો છે, એટલે ચાલતા મહિના શિવાય તે પેહેલાંના ચૈત્ર વગેરાં ત્રણ મહિના ગયાછે તેને ત્રીશથી ગુણ્યા તો ૯૦ થયા. ને આષાડ સુદિ ૧ થી તિથિ ૨૧ ગએલી છે તે તેમાં જોડીતો ૧૧૧ થયા આમાંથી શુદ્ધિનો ઉપરનો આંક (૧૦) બાદ કર્યો, તો ૧૦૧ થયા તેમાંથી તેનો સાઠમો ભાગ (૧) બાદ કર્યો એટલે ૧૦૦ થયા તેજ તેદિવસનો અહર્ગણ થયો.

અહર્ગણ ૧૦૦ માં અબ્દપનોવાર ૪ (બુધ) મેળવ્યો તો ૧૦૪ થયા એને સાતથી ભાગદેતાં ૬ બાકી રહ્યા એટલે શુક્રવાર તેદિવસે આવેછે. પંચાંગમાં તપાસતાં તે દિવસે તેજવારછે; એટલે અહર્ગણ વ્યાજબી થયો.

## રવિકોષ્ટક.

| | | | | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ગણ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | રાશી |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | અંશ |
| ૯ | ૭ | ૬ | ૪ | ૩ | ૧ | ૦ | ૫૮ | ૫૭ | ૫૫ | ૫૩ | ૫૧ | ૫૧ | ૫૦ | ૪૮ | ૪૪ | ૪૨ | ૪૦ | ૩૮ | ૩૬ | ૩૪ | ૩૨ | ૩૦ | ૨૮ | ૨૬ | કળા |
| ૧૩ | ૫૦ | ૨૪ | ૫૬ | ૩૮ | ૫૬ | ૨૦ | ૪૨ | ૩ | ૨૧ | ૩૮ | ૫૩ | ૫૩ | ૭ | ૧૬ | ૩૧ | ૩૮ | ૪૦ | ૪૧ | ૩૯ | ૩૬ | ૩૦ | ૨૪ | ૧૪ | ૨ | વિકળા |
| ૫૮ ૪૦ | ૫૮ ૩૮ | ૫૮ ૩૭ | ૫૮ ૩૫ | ૫૮ ૩૩ | ૫૮ ૩૦ | ૫૮ ૨૭ | ૫૮ ૨૪ | ૫૮ ૨૨ | ૫૮ ૨૦ | ૫૮ ૧૮ | ૫૮ ૧૭ | ૫૮ ૧૫ | ૫૮ ૧૩ | ૫૮ ૧૦ | ૫૮ ૮ | ૫૮ ૬ | ૫૮ ૪ | ૫૮ ૨ | ૫૭ ૫૯ | ૫૭ ૫૭ | ૫૭ ૫૬ | ૫૭ ૫૪ | ૫૭ ૫૧ | ૫૭ ૫૦ | ગતિ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ગણ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | રાશી |
| ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | અંશ |
| ૨૩ | ૨૧ | ૧૯ | ૧૭ | ૧૪ | ૧૨ | ૯ | ૭ | ૫ | ૨ | ૦ | ૫૭ | ૫૪ | ૫૨ | ૪૯ | ૪૭ | ૪૪ | ૪૧ | ૩૯ | ૩૬ | ૩૩ | ૩૦ | ૨૮ | ૨૫ | ૨૨ | કળા |
| ૫૦ | ૩૫ | ૧૯ | ૧ | ૪૦ | ૧૮ | ૫૪ | ૨૯ | ૧ | ૩૪ | ૩ | ૩૧ | ૫૭ | ૨૨ | ૪૬ | ૯ | ૨૮ | ૪૬ | ૬ | ૨૪ | ૪૮ | ૫૫ | ૯ | ૨૨ | ૩૩ | વિકળા |
| ૫૭ ૪૮ | ૫૭ ૪૬ | ૫૭ ૪૪ | ૫૭ ૪૨ | ૫૭ ૪૦ | ૫૭ ૩૮ | ૫૭ ૩૭ | ૫૭ ૩૫ | ૫૭ ૩૩ | ૫૭ ૩૨ | ૫૭ ૩૧ | ૫૭ ૨૯ | ૫૭ ૨૭ | ૫૭ ૨૬ | ૫૭ ૨૫ | ૫૭ ૨૩ | ૫૭ ૨૧ | ૫૭ ૨૦ | ૫૭ ૧૯ | ૫૭ ૧૭ | ૫૭ ૧૬ | ૫૭ ૧૫ | ૫૭ ૧૩ | ૫૭ ૧૨ | ૫૭ ૧૧ | ગતિ |
| ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ | ૭૧ | ૭૨ | ૭૩ | ૭૪ | ગણ |
| ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | રાશી |
| ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | અંશ |
| ૧૯ | ૧૬ | ૧૪ | ૧૧ | ૮ | ૫ | ૨ | ૫૯ | ૫૬ | ૫૩ | ૫૦ | ૪૭ | ૪૪ | ૪૧ | ૩૮ | ૩૫ | ૩૨ | ૨૯ | ૨૬ | ૨૩ | ૨૦ | ૧૭ | ૧૪ | ૧૦ | ૭ | કળા |
| ૪૪ | ૫૪ | ૩ | ૯ | ૧૬ | ૨૮ | ૨૫ | ૨૯ | ૩૨ | ૩૪ | ૨૪ | ૩૪ | ૩૩ | ૩૨ | ૩૧ | ૨૮ | ૨૫ | ૨૧ | ૧૭ | ૧૩ | ૯ | ૫ | ૧ | ૫૬ | ૫૦ | વિકળા |
| ૫૭ ૧૦ | ૫૭ ૯ | ૫૭ ૮ | ૫૭ ૭ | ૫૭ ૬ | ૫૭ ૫ | ૫૭ ૪ | ૫૭ ૩ | ૫૭ ૨ | ૫૭ ૧ | ૫૭ ૦ | ૫૬ ૫૯ | ૫૬ ૫૮ | ૫૬ ૫૮ | ૫૬ ૫૮ | ૫૬ ૫૭ | ૫૬ ૫૬ | ૫૬ ૫૬ | ૫૬ ૫૬ | ૫૬ ૫૫ | ૫૬ ૫૫ | ૫૬ ૫૫ | ૫૬ ૫૫ | ૫૬ ૫૪ | ૫૬ ૫૪ | ગતિ |

| ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ | ૮૧ | ૮૨ | ૮૩ | ૮૪ | ૮૫ | ૮૬ | ૮૭ | ૮૮ | ૮૯ | ૯૦ | ૯૧ | ૯૨ | ૯૩ | ૯૪ | ૯૫ | ૯૬ | ૯૭ | ૯૮ | ૯૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૧૪ | ૧૫ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૪ | ૫ | ૬ |
| ૪ | ૧ | ૫૮ | ૫૫ | ૫૨ | ૪૯ | ૪૬ | ૪૩ | ૪૦ | ૩૬ | ૩૩ | ૩૦ | ૨૭ | ૨૪ | ૨૧ | ૧૮ | ૧૫ | ૧૨ | ૯ | ૬ | ૩ | ૦ | ૫૭ | ૫૪ | ૫૧ |
| ૪૯ | ૪૦ | ૩૪ | ૨૧ | ૪૩ | ૧૮ | ૧૧ | ૬ | ૧ | ૫૫ | ૪૯ | ૪૩ | ૩૯ | ૩૬ | ૩૨ | ૨૮ | ૨૫ | ૨૨ | ૧૮ | ૧૮ | ૧૭ | ૧૬ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૭ | ૫૭ |
| ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૪ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૫ | ૫૬ | ૫૬ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૯ | ૦ | ૧ |

| ૧૦૦ | ૧૦૧ | ૧૦૨ | ૧૦૩ | ૧૦૪ | ૧૦૫ | ૧૦૬ | ૧૦૭ | ૧૦૮ | ૧૦૯ | ૧૧૦ | ૧૧૧ | ૧૧૨ | ૧૧૩ | ૧૧૪ | ૧૧૫ | ૧૧૬ | ૧૧૭ | ૧૧૮ | ૧૧૯ | ૧૨૦ | ૧૨૧ | ૧૨૨ | ૧૨૩ | ૧૨૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ |
| ૪૮ | ૪૫ | ૪૨ | ૩૯ | ૩૬ | ૩૩ | ૩૦ | ૨૮ | ૨૫ | ૨૨ | ૧૯ | ૧૬ | ૧૪ | ૧૧ | ૮ | ૬ | ૩ | ૦ | ૫૮ | ૫૫ | ૫૨ | ૫૦ | ૪૭ | ૪૫ | ૪૨ |
| ૨૧ | ૩૫ | ૨૯ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૬ | ૬ | ૧૬ | ૨૮ | ૪૧ | ૫૪ | ૯ | ૨૫ | ૪૨ | ૦ | ૨૨ | ૪૩ | ૬ | ૩૦ | ૫૬ | ૨૩ | ૫૧ | ૨૨ | ૫ |
| ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૬ | ૧૭ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૩ | ૨૪ | ૨૬ | ૨૭ | ૨૯ | ૩૦ | ૩૨ |

| ૧૨૫ | ૧૨૬ | ૧૨૭ | ૧૨૮ | ૧૨૯ | ૧૩૦ | ૧૩૧ | ૧૩૨ | ૧૩૩ | ૧૩૪ | ૧૩૫ | ૧૩૬ | ૧૩૭ | ૧૩૮ | ૧૩૯ | ૧૪૦ | ૧૪૧ | ૧૪૨ | ૧૪૩ | ૧૪૪ | ૧૪૫ | ૧૪૬ | ૧૪૭ | ૧૪૮ | ૧૪૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૪૮ | ૩૮ | ૩૫ | ૩૩ | ૩૦ | ૨૮ | ૨૬ | ૨૪ | ૨૧ | ૧૯ | ૧૭ | ૧૫ | ૧૩ | ૧૧ | ૯ | ૭ | ૫ | ૩ | ૧ | ૫૯ | ૫૭ | ૫૬ | ૫૪ | ૫૨ | ૫૫ |
| ૨૮ | ૪ | ૪૧ | ૧૮ | ૫૭ | ૪૦ | ૨૨ | ૮ | ૫૫ | ૪૩ | ૩૭ | ૨૯ | ૨૩ | ૨૦ | ૧૭ | ૧૦ | ૨૦ | ૨૫ | ૩૨ | ૪૦ | ૫૧ | ૪ | ૧૯ | ૩૮ | ૫૫ |
| ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૭ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ |
| ૩૩ | ૩૫ | ૩૭ | ૩૮ | ૪૮ | ૪૨ | ૪૪ | ૪૬ | ૪૮ | ૫૦ | ૫૧ | ૫૪ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૨ | ૪ | ૬ | ૮ | ૧૦ | ૧૨ | ૧૫ | ૧૭ | ૧૮ |

| ૧૫૦ | ૧૫૧ | ૧૫૨ | ૧૫૩ | ૧૫૪ | ૧૫૫ | ૧૫૬ | ૧૫૭ | ૧૫૮ | ૧૫૯ | ૧૬૦ | ૧૬૧ | ૧૬૨ | ૧૬૩ | ૧૬૪ | ૧૬૫ | ૧૬૬ | ૧૬૭ | ૧૬૮ | ૧૬૯ | ૧૭૦ | ૧૭૧ | ૧૭૨ | ૧૭૩ | ૧૭૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ |
| ૪૯ | ૪૭ | ૪૬ | ૪૪ | ૪૩ | ૪૧ | ૪૮ | ૩૮ | ૩૭ | ૩૬ | ૩૪ | ૩૩ | ૩૨ | ૩૧ | ૩૦ | ૨૯ | ૨૮ | ૨૭ | ૨૬ | ૨૫ | ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ | ૨૧ |
| ૧૮ | ૪૩ | ૭ | ૩૮ | ૪ | ૩૭ | ૧૨ | ૪૯ | ૨૮ | ૯ | ૫૩ | ૩૯ | ૨૭ | ૧૮ | ૧૨ | ૭ | ૫ | ૫ | ૮ | ૧૨ | ૧૮ | ૨૬ | ૩૯ | ૫૩ | ૯ |
| ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૮ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ |
| ૨૨ | ૨૪ | ૨૫ | ૨૭ | ૩૦ | ૩૩ | ૩૫ | ૩૭ | ૩૯ | ૪૦ | ૪૨ | ૪૬ | ૪૮ | ૫૦ | ૫૩ | ૫૫ | ૫૭ | ૦ | ૨ | ૪ | ૬ | ૯ | ૧૨ | ૧૪ | ૧૬ |

| ૧૭૫ | ૧૭૬ | ૧૭૭ | ૧૭૮ | ૧૭૯ | ૧૮૦ | ૧૮૧ | ૧૮૨ | ૧૮૩ | ૧૮૪ | ૧૮૫ | ૧૮૬ | ૧૮૭ | ૧૮૮ | ૧૮૯ | ૧૯૦ | ૧૯૧ | ૧૯૨ | ૧૯૩ | ૧૯૪ | ૧૯૫ | ૧૯૬ | ૧૯૭ | ૧૯૮ | ૧૯૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ |
| ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૨૦ | ૧૯ | ૧૯ | ૧૮ | ૧૮ | ૧૭ | ૧૭ | ૧૬ | ૧૬ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૫ |
| ૨૬ | ૪૭ | ૧૦ | ૩૭ | ૪ | ૩૩ | ૫ | ૩૯ | ૧૭ | ૫૭ | ૪૦ | ૨૩ | ૮ | ૫૬ | ૪૯ | ૪૩ | ૩૮ | ૩૪ | ૩૪ | ૩૫ | ૩૮ | ૪૩ | ૫૧ | ૧ | ૧૩ |
| ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ |
| ૧૯ | ૨૧ | ૨૩ | ૨૬ | ૨૮ | ૩૦ | ૩૪ | ૩૫ | ૩૭ | ૩૯ | ૪૧ | ૪૩ | ૪૬ | ૪૯ | ૫૨ | ૫૩ | ૧૦ | ૧૨ | ૧૪ | ૧૭ | ૧૯ | ૨૦ | ૮ | ૧૦ | ૧૨ |

| ૨૦૦ | ૨૦૧ | ૨૦૨ | ૨૦૩ | ૨૦૪ | ૨૦૫ | ૨૦૬ | ૨૦૭ | ૨૦૮ | ૨૦૯ | ૨૧૦ | ૨૧૧ | ૨૧૨ | ૨૧૩ | ૨૧૪ | ૨૧૫ | ૨૧૬ | ૨૧૭ | ૨૧૮ | ૨૧૯ | ૨૨૦ | ૨૨૧ | ૨૨૨ | ૨૨૩ | ૨૨૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ |
| ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૫ | ૧૫ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૭ | ૧૭ | ૧૮ | ૧૮ | ૧૯ | ૧૯ | ૨૦ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ |
| ૨૬ | ૪૧ | ૨ | ૨૩ | ૪૪ | ૮ | ૩૫ | ૨ | ૩૨ | ૩ | ૩૬ | ૧૨ | ૪૯ | ૨૯ | ૨૪ | ૫૨ | ૩૫ | ૨૨ | ૮ | ૫૮ | ૪૯ | ૪૧ | ૩૪ | ૨૯ | ૨૮ |
| ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ |
| ૧૪ | ૧૭ | ૧૯ | ૨૨ | ૨૨ | ૨૫ | ૨૬ | ૨૮ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૬ | ૩૬ | ૩૮ | ૩૯ | ૪૧ | ૪૩ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૩ | ૫૫ |

| ૨૨૫ | ૨૨૬ | ૨૨૭ | ૨૨૮ | ૨૨૯ | ૨૩૦ | ૨૩૧ | ૨૩૨ | ૨૩૩ | ૨૩૪ | ૨૩૫ | ૨૩૬ | ૨૩૭ | ૨૩૮ | ૨૩૯ | ૨૪૦ | ૨૪૧ | ૨૪૨ | ૨૪૩ | ૨૪૪ | ૨૪૫ | ૨૪૬ | ૨૪૭ | ૨૪૮ | ૨૪૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૭ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૬ | ૫૭ | ૫૮ | ૦ |
| ૨૭ | ૨૬ | ૨૭ | ૯ | ૩૧ | ૩૬ | ૪૨ | ૪૮ | ૫૫ | ૩ | ૧૪ | ૨૬ | ૩૭ | ૫૧ | ૪ | ૧૯ | ૩૪ | ૫૧ | ૭ | ૨૬ | ૫૫ | ૪ | ૨૪ | ૪૪ | ૬ |
| ૬૦ | ૬૦ | ૬૦ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૨ |
| ૫૬ | ૫૭ | ૫૯ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૧૯ | ૨૦ |

| ૨૫૦ | ૨૫૧ | ૨૫૨ | ૨૫૩ | ૨૫૪ | ૨૫૫ | ૨૫૬ | ૨૫૭ | ૨૫૮ | ૨૫૯ | ૨૬૦ | ૨૬૧ | ૨૬૨ | ૨૬૩ | ૨૬૪ | ૨૬૫ | ૨૬૬ | ૨૬૭ | ૨૬૮ | ૨૬૯ | ૨૭૦ | ૨૭૧ | ૨૭૨ | ૨૭૩ | ૨૭૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૯ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ |
| ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૮ | ૯ | ૧૦ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૬ | ૧૧ | ૧૯ | ૨૦ | ૨૨ | ૨૩ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૩ | ૩૪ |
| ૨૮ | ૫૫ | ૧૨ | ૩૪ | ૫૫ | ૧૯ | ૪૨ | ૫ | ૨૯ | ૫૧ | ૧૬ | ૨૯ | ૩ | ૨૭ | ૫૦ | ૧૪ | ૩૭ | ૧ | ૧૪ | ૪૭ | ૮ | ૩૦ | ૫૧ | ૧૨ | ૩૪ |
| ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ |
| ૨૧ | ૨૨ | ૨૭ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૨ | ૨૩ | ૨૩ | ૨૪ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૩ | ૨૨ | ૨૨ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૦ | ૨૦ | ૨૦ |

| ૨૭૫ | ૨૭૬ | ૨૭૭ | ૨૭૮ | ૨૭૯ | ૨૮૦ | ૨૮૧ | ૨૮૨ | ૨૮૩ | ૨૮૪ | ૨૮૫ | ૨૮૬ | ૨૮૭ | ૨૮૮ | ૨૮૯ | ૨૯૦ | ૨૯૧ | ૨૯૨ | ૨૯૩ | ૨૯૪ | ૨૯૫ | ૨૯૬ | ૨૯૭ | ૨૯૮ | ૨૯૯ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૫૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ |
| ૩૫ | ૨૭ | ૩૮ | ૩૯ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૦ | ૧ | ૨ | ૩ |
| ૫૪ | ૧૪ | ૩૨ | ૫૨ | ૯ | ૨૬ | ૪૩ | ૫૭ | ૧૨ | ૨૫ | ૩૭ | ૪૯ | ૫૮ | ૯ | ૧૭ | ૨૫ | ૩૧ | ૩૭ | ૪૦ | ૪૫ | ૪૫ | ૪૪ | ૪૨ | ૪૦ | ૩૫ |
| ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૧ | ૬૦ | ૬૦ | ૬૦ |
| ૧૯ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૭ | ૧૬ | ૧૬ | ૧૫ | ૧૪ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૫૯ | ૫૭ | ૫૬ |

| ૩૦૦ | ૩૦૧ | ૩૦૨ | ૩૦૩ | ૩૦૪ | ૩૦૫ | ૩૦૬ | ૩૦૭ | ૩૦૮ | ૩૦૯ | ૩૧૦ | ૩૧૧ | ૩૧૨ | ૩૧૩ | ૩૧૪ | ૩૧૫ | ૩૧૬ | ૩૧૭ | ૩૧૮ | ૩૧૯ | ૩૨૦ | ૩૨૧ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ |
| ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૩ | ૧૩ | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૫ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૭ |
| ૩૦ | ૨૨ | ૧૩ | ૩ | ૫૨ | ૪૦ | ૨૩ | ૭ | ૩૯ | ૨૯ | ૮ | ૪૪ | ૨૦ | ૪૩ | ૨૫ | ૫૪ | ૨૧ | ૪૭ | ૧૧ | ૩૨ | ૫૧ | ૧૦ |
| ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ |
| ૫૫ | ૫૩ | ૫૧ | ૫૦ | ૪૯ | ૪૭ | ૪૬ | ૪૫ | ૪૩ | ૪૧ | ૩૯ | ૩૮ | ૩૬ | ૩૪ | ૩૨ | ૩૦ | ૨૮ | ૨૬ | ૨૫ | ૨૨ | ૨૦ | ૧૯ |

| ૩૨૨ | ૩૨૩ | ૩૨૪ | ૩૨૫ | ૩૨૬ | ૩૨૭ | ૩૨૮ | ૩૨૯ | ૩૩૦ | ૩૩૧ | ૩૩૨ | ૩૩૩ | ૩૩૪ | ૩૩૫ | ૩૩૬ | ૩૩૭ | ૩૩૮ | ૩૩૯ | ૩૪૦ | ૩૪૧ | ૩૪૨ | ૩૪૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ |
| ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ | ૨ | ૦ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૭ | ૧૭ | ૧૭ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૫ | ૧૫ | ૧૪ |
| ૧૭ | ૪૧ | ૫૩ | ૨ | ૯ | ૨૪ | ૧૯ | ૧૯ | ૧૮ | ૨૫ | ૯ | ૦ | ૪૭ | ૩૮ | ૩૮ | ૨૨ | ૫૩ | ૩૨ | ૯ | ૪૮ | ૧૭ | ૪૭ |
| ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૬૦ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ |
| ૧૭ | ૧૪ | ૧૨ | ૧૦ | ૮ | ૬ | ૩ | ૧ | ૫૯ | ૫૮ | ૫૫ | ૫૨ | ૫૧ | ૪૯ | ૪૬ | ૪૩ | ૪૧ | ૩૮ | ૩૭ | ૩૫ | ૩૪ | ૩૧ |

| ૩૪૪ | ૩૪૫ | ૩૪૬ | ૩૪૭ | ૩૪૮ | ૩૪૯ | ૩૫૦ | ૩૫૧ | ૩૫૨ | ૩૫૩ | ૩૫૪ | ૩૫૫ | ૩૫૬ | ૩૫૭ | ૩૫૮ | ૩૫૯ | ૩૬૦ | ૩૬૧ | ૩૬૨ | ૩૬૩ | ૩૬૪ | ૩૬૫ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૦ | ૦ |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૭ | ૨૮ | ૨૯ | ૦ | ૧ |
| ૧૪ | ૧૩ | ૧૩ | ૧૨ | ૧૧ | ૧૦ | ૧૦ | ૯ | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૦ | ૫૯ | ૫૬ | ૫૬ | ૫૫ | ૫૪ |
| ૧૫ | ૪૧ | ૨ | ૨૪ | ૪૩ | ૫૯ | ૧૩ | ૨૪ | ૩૫ | ૫૨ | ૪૮ | ૪૮ | ૪૮ | ૪૬ | ૪૨ | ૩૫ | ૩૬ | ૧૫ | ૪૫ | ૪૫ | ૨૬ | ૪ |
| ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ | ૫૯ |
| ૨૯ | ૨૬ | ૩૩ | ૨૨ | ૨૦ | ૧૯ | ૧૬ | ૧૪ | ૧૨ | ૧૦ | ૬ | ૪ | ૨ | ૦ | ૫૭ | ૫૫ | ૫૩ | ૫૦ | ૪૬ | ૪૬ | ૪૨ | ૪૦ |

## સૂર્યનું ચાલન કરવાની રીત.

જન્મ સમયની "ઇષ્ટની ઘડી અને પળ તથા અબ્દપની ઘડી અને પળ એ બેની બાદ બાકી કરવી; બાદ બાકી કરતાં ઇષ્ટ ઘડી તથા પળમાંથી જો અબ્દપનાં ઘડી તથા પળબાદ થઇજાય તો તે ચાલન ધન સંજ્ઞિક કહેવાયછે. અને જો અબ્દપનાં ઘડી પળમાંથી ઇષ્ટ ઘડી તથા પળ બાદ થતાં હોય તે ચાલન ઋણ સજ્ઞિક કહેવાયછે.

### ચાલનનું ઉદાહરણ.

આષાડ વદિ ૭ શુક્રવારને દિવસે ઇષ્ટ ઘડી ૪૪[1] પળ ૩૫ લખેલ છે, અને અબ્દપની ઘડી ૪ પળ ૪૮[2] લખેલાં છે. એની બાદ બાકી કરતાં ઇષ્ટ ઘડીમાંથી અબ્દપની ઘડી બાદ થઈ જાયછે એટલે તે પ્રમાણે કર્યુંતો ઘડી ૩૯ અને પળ ૪૭ રહ્યાં એજ રવિનું ચાલન થયું. તે ચાલન ઇષ્ટ ઘડીમાંથી અબ્દપની ઘડી બાદ થઈ માટે ધન સજ્ઞિક થયું.

## સૂર્ય સ્પષ્ટ કરવાની રીત.

અહર્ગણ જે પ્રમાણનો હોય તે પ્રમાણના આંક સૂર્ય કોષ્ટકમાંથી લેવા; તે નીચે જે ગતિના કળા વિકળાના આંક હોય તે પણ લેવા અને તે ગતિના આંકડાઓને ગોમૂત્રિ[3]કામાં ધન અથવા ઋણ ચાલનથી ગુણી જે કળાવિકળા આવે તે સૂર્યની કળાવિકળામાં ધન ચાલન હોયતો જોડી દેવું અને રૂણ ચાલન હોયતો બાદ કરવું; આપ્રમાણે ધનચાલન અથવા રૂણચાલનને અનુસરી જોડવા અથવા ઘટાડવાથી સૂર્ય સ્પષ્ટ થાયછે. ને ગતિતો તેની સ્પષ્ટજ લખેલી હોયછે માટે તેજ કાયમ રાખવી.

### સ્પષ્ટ સૂર્યનું ઉદાહરણ.

આષાડ વદિ ૭ શુક્રવારને દિવસ અહર્ગણ ૧૦૦ આવેલો છે, તેપ્રમાણના કોઠાના આંક સૂર્ય (રવી) કોષ્ટકમાંથી લીધા. (૩-૭-૪૮-૨૧) અને તેની નીચે ગતિ કળા ૫૭ અને વિકળા ૨ છે તેપણ લીધાં. ગતિકળાને ધનચાલક ૩૯-૪૭ થી ગુણવાની છે માટે ગોમૂત્રિકા કરી નીચે પ્રમાણે ગુણ્યા.

---

૧ જુઓ પાને ૧૦. ૨ જુઓ પાને ૨૩.

૩

| अ | क |
|---|---|
| ग. | ग. |
| घ. | घ. |

☞ આવી રીતે ગોમૂત્રિકા જોશિઓ કરેછે, તેમાં अ તથા क ની જગ્યાએ ક્રમથી ગતિની કળા વિકળાના આંક માંડવામાં આવેછે; અને બન્ને બાજુના ग તથા घ ની જગ્યાએ ચાલનના આંક લખેછે. આપ્રમાણે માંડી अ વડે તે નીચેના ग તથા घ ને ગુણેછે અને क વડે તે નીચેના ग તથા घ ને ગુણેછે. એમ ગુણાકાર કરી જમણી બાજુના घ ને ૬૦ થી ભાગ આપેછે. ભાગદેતાં લાંધેલ આંકને તેઉપરના ग માં મેળવેછે ને શેષ આંક તજેછે, પછીથી જમણી બાજુના ग ને ભાગ દીધાશિવાય ડાબી બાજુના घ ની સાથે મેળવેછે. અને તેને ૬૦ ભાગી લાધેલા આંક તે ઉપરના ग માં જોડેછે અને ग ને ૬૦ ભાગતાં જે મળેછે તે આંક કળાના આવેછે. ને શેષાંક વિકળા રૂપે રહેછે. આ ગોમૂત્રિકામાં જેમ ગતિની કળા તથા વિકળા अ ને क ની જગ્યોએ માંડેલી છે તેમ આગળ મહાદશાના ભુક્ત કાહાડવા વખતે સારીણી ઉપરના ગુણકને ગોમૂત્રિકામાં अ તથા क ની જગ્યોએ માંડવા અને ચંદ્રની કળા તથા વિકળાને ચાલનની ઘડી અને પળની પેઠે બન્ને બાજુએ ग અને घ ની જગ્યોએ માંડવી. બાકીની મેળવવાની તથા સાઠે ભાગવાની ક્રિયા ઉપર મુજબ કરવી. એમ હમેશાં જ્યારે ગોમૂત્રિકા કરવી હોય ત્યારે કોઇ પણ બે અંકને अ અને क ની જગ્યોએ લખવા, ને તે શિવાયના બીજા બે અંકને બન્ને બાજુએ ग તથા घ ની જગ્યોએ લખી બાકીની ક્રિયા ઉપર મુજબ કરવી.

હોને રીઝવવામાં પ્રવીણ થાયછે. ચંદ્ર ત્રિકમાં આવેલો માલમ પડે તો વિસ્મયવાળો[1] માણસ થાય. અને ચંદ્ર, મંગળ, તથા બુધ એઓને બળવાન ગ્રહો દેખતા હોયતો ઘણી યાદાસ્તવાળો[2] થાયછે.

૨૧. શુક્ર તથા બુધ સાતમે આઠમે કે દશમે ભાવે હોય, અથવા શુક્ર તથા મંગળ ચોથે સાતમે કે દશમે ભાવે હોય અગર ચંદ્રથી દશમે અને શનીથી ચોથે શુક્ર હોય તેમ નહીં તો શુક્ર પોતાની રાશીમાં રહેલ હોય અને બુધ શુક્ર તથા શની સાતમે ભાવે કે દશમે ભાવે આવે ત્યારે તે માણુસ વ્યભિચારી થાયછે.

૨૨. ચંદ્રથી અગર શુક્રથી શની આગળના ભાવમાં આવે અને સૂર્ય તથા ચંદ્ર લગ્નમાં આવેલા હોય ને શનીને જોતા હોય તો તે યોગ માણસને અપકીર્તિનું પાત્ર કરેછે, અને સૂર્ય સહિત શની લગ્નમાં આવે, તથા ચંદ્રને શુક્ર તેને દેખતા હોય તો મનુષ્ય નપુંસક થાયછે.[3]

૨૩ શુક્રવક્ર[4] ગ્રહની રાશીમાં આવે તો તે યોગવાળો માણસ સ્ત્રીઓને સંતોષ-પમાડનાર થાય, પણ પેહેલા ભાવનો સ્વામી પોતાનાજ ભાવમાં રહી સાતમા ભાવમાં આવેલ શુક્રને જુવેતો તે પ્રમાણે થતું નથી.

૨૪. શની મકર રાશીમાં આવે તો માણુસ થોડું બોલનાર થાય, ચંદ્ર અથવા છઠ્ઠા ભાવનો સ્વામી ક્રૂરગ્રહની સાથે ચક્રના ઉત્તરાર્ધમાં આવે તો આંખ ઉપર કાંઇક નિશાની થાય, અને દશમે ભાવે રહેલ ક્ષીણ ચંદ્રને શુક્ર દેખતો ન હોય પણ શની દેખતો હોય અને સાતમે તથા દશમે ભાવે રહેલ ક્રૂર ગ્રહ મજકુર ચંદ્રને જોતા હોય તો ના-જુક આંખવાળો માણુસ થાય.

૨૫. લગ્નમાં આવેલ ચંદ્ર અથવા મંગળને ગુરૂ તથા શુક્ર જુવે તો તે મનુષ્ય કાણો થાયછે, જન્મ સમયે મંગળ અસ્ત થવાની તૈયારીમાં પંચાંગ તપાસતાં માલમ પડે તો મનુષ્યની આંખ કાંતિ વગરની થાયછે, અને શુક્ર લગ્ને અથવા આઠમે ભાવે હોય, તેને ક્રૂરગ્રહ જોતા હોય તો આંખમાં વારંવાર આંસુ આવ્યાથી પીડા જારી રહેછે.

૨૬. ચોથા ભાવમાં રહેલ શની પૃષ્ઠોદય[5] રાશીમાં આવેલ ચંદ્રને જુએ ને લગ્નનો સ્વામી મેષ રાશીમાં હોય તો મનુષ્ય ઠીંગણો થાયછે. અને જલચર[6] રાશીમાં આવેલ ચંદ્ર બીજા ભાવમાં હોય અથવા ચંદ્ર અને શની, બન્ને સાથે હોય અગર સૂર્ય લગ્નમાં આવેલ હોય તો તે માણુસને દાદરનો વિકાર પેદા થાયછે.

૨૭. ચંદ્ર છઠ્ઠા ભાવનો સ્વામી થઇ કેવળ ક્રૂર ગ્રહથી જોવાતો હોય, અથવા લગ્નનો પતિ કે સાતમા ભાવનો પતિ થઇ ક્રૂર ગ્રહથી જોવાતો હોય તો તેવા માણુસો પ્રમેય[7] રોગથી પીડા પામેછે, તેમજ શની પેહેલે ભાવે આવે તોપણ તેજ રોગ થાય-છે. અને એકલો શની ચોથે ભાવે આવે ને તેને પાપગ્રહ જુએ તો તે માણુસ આંધળો થાય.

---

૧ ભૂલકણો. ૨ ધારણા શક્તિવાળો. ૩ આ યોગ ગ્રહણ વખતે જન્મ થયો હોય તોજ મળશે. ૪ પંચાંગમાં તપાસી જોવું. ૫ જુઓ ૫૮ પાને ટીપ. ૬ કર્ક, મકર, મીન. ૭ પરમાનો રોગ.

૨૮. પાપ ગ્રહો કેંદ્રમાં આવે અથવા સૂર્ય તથા ચંદ્ર એકજ કેંદ્રમાં આવે તો શરીરમાં કાંઈ ખામી થાય. તેમજ ગુરૂ સહિત શુક્ર ચોથો ભાવે આવે, અથવા ગુરૂ સહિત મંગળ, બુધ કે શની ગમે તે એક ભાવમાં આવે તોપણ શરીરના કોઈ ભાગમાં ખામી થાયછે, અને લગ્નમાં રહેલ શુક્રને શની જુએ તો કેડમાં વાયુનો વિકાર થાયછે.

૨૯. આઠમા તથા નવમા ભાવના સ્વામી ક્રૂરગ્રહ સહિત હોય અને ક્રૂરગ્રહથી ચોથે ભાવે આવે, અથવા મંગળ, શની તથા રાહુ છઠ્ઠે ભાવે આવે અગર સૂર્ય, મંગળ અને શની સદરહુ ભાવે હોય, યાતો ક્રૂર ગ્રહની દૃષ્ટિવાળા શની તથા છઠ્ઠા ભાવનો સ્વામી એ બન્ને બારમે ભાવે હોય તો માણસ પાંગળો થાય, અને સૂર્ય, ચંદ્ર તથા શની છઠ્ઠે અથવા આઠમે ભાવે હોય તો હાથમાં વેદના ઉપજાવેછે.

૩૦. સિંહ રાશીમાં આવેલ ચંદ્ર પોતાથી સાતમે ભાવે આવેલ મંગળને જુએ, અથવા કર્ક રાશીનો સૂર્ય પોતાથી સાતમે રહેલ મંગળને જુએ તો તે માણસ કાણો થાયછે.

૩૧. શુક્રની રાશીથી છઠ્ઠે અગર બારમે શની હોય ત્યારે તે માણસ રૂપે નપુંસક જેવો લાગે પણ તેવો હોય નહીં. અને શની તથા શુક્ર એ બન્ને ગ્રહ દશમે ભાવે આવે અથવા નવમા ભાવનો સ્વામી મેષ, સિંહ, કે વૃશ્ચિક રાશીમાં હોય અને સૂર્ય તથા ચંદ્ર ઓજ[1] રાશીમાં રહી પરસ્પર દેખતા હોય, અગર બુધ તથા શનીઓજ રાશીમાં રહી પરસ્પર દેખતા હોય અથવા સમ[2] રાશીમાં આવેલ સૂર્યને વિષમ[3] રાશીમાં રહેલ મંગળ જોતો હોય, તેમ મંગળને સૂર્ય પણ જોતો હોય, અથવા વિષમ રાશીનું લગ્ન, તથા વિષમ રાશીનો ચંદ્ર એ બન્ને સમરાશીમાં રહેલ મંગળને જુએ, અથવા ચંદ્ર તથા બુધ ક્રમથી વિષમ રાશીમાં આવેલા હોય અને તેને મંગળ જોતો હોય, અથવા તો લગ્ન, ચંદ્ર અને શુક્ર પુરૂષ રાશીમાં હોય તો તે યોગવાળો માણસ નપુંસક થાયછે.

૩૨. મંગળની સાથે શુક્ર આઠમા ભાવમાં આવે તો વાયુના વિકારથી વિદ્રાવળ થાય, અને મેષ કે વૃશ્ચિક રાશીમાં આવે તો વિદેશનું પાણી લાગવાથી વિદ્રાવળ થાય, તેમજ ચંદ્ર અને શુક્ર મંગળની રાશીમાં આવે, અને તેને ગુરૂ તથા શની જુએ તો પાણી તથા રૂધિરના વિકારથી વિદ્રાવળ થાયછે.

૩૩. મેષ, વૃષભ કે ધનલગ્ન આવે ને તેને ક્રૂરગ્રહ જુએ તો દાંતમાં રોગ થાય અને ક્રૂરગ્રહ સહિત વૃષભ અગર ધનલગ્ન હોયતો તેના માથામાં તાલ પડેછે.

૩૪ ક્રૂરગ્રહ બીજે, પાંચમે, નવમે અથવા બારમે ભાવે આવેલા હોય અગર મેષ, વૃષભ કે ધનલગ્નમાં ક્રૂર ગ્રહ હોય ત્યારે તે યોગ માણસોને કેદખાનામાં દાખલ કરાવેછે.

---

૧ મેષ, મિથુન, સિંહ, તુળા, ધન અને કુંભ. ૨ વૃષ, કર્ક, કન્યા, વૃશ્ચિક, મકર ને મીન. ૩ ઓજ રાશી પ્રમાણે.

૩૫. જન્મગ્રહમાં શુક્ર મકર કે કુંભરાશીમાં આવે, અથવા છઠ્ઠા ભાવનો સ્વામી મિથુન કન્યા કે મકર રાશીમાં આવે, અગર મિથુન કે કન્યા રાશીનો શુક્ર બુધ સાથે કેંદ્રમાં હોય, અથવા તો શુક્ર અને શની ત્ર્યંશાંશ કુંડલીમાં પોતાની રાશીમાં આવેલા હોય, અગર મેષરાશી લગ્ને હોય ને તે સાથે ચંદ્ર આવે તો તે યોગો માણસોના શરીરમાંથી દુર્ગંધ પેદા કરેછે.

---

## જાતકાલંકારપ્રમાણે આયુષ્યના વિચાર.

૧. જેના જન્મ ગ્રહમાં લગ્નનો સ્વામી બલવાન હોય, અને તેને કેંદ્રમાં આવેલા શુભ ગ્રહો દેખતા હોય,[1] અથવા ધન લગ્ન પંદર અંશ કરતાં વધારે હોય, બુધ ૨૪ અંશે વૃષભ રાશીમાં હોય અને બીજા સર્વે ગ્રહો ઉચ્ચના હોય અગર ગુરૂ તથા શુક્ર કેંદ્રમાં આવેલા માલમ પડે અને ચંદ્ર અગીઆરમે હોય, અથવા નવમાંશ કુંડલીમાં ક્રૂર ગ્રહો—શુભ ગ્રહોની રાશીમાં હોય, તથા જન્મ કુંડલીમાં તેજ ગ્રહો ત્રીજે, છઠ્ઠે, દશમે કે અગીઆરમે ભાવે રહેલા જણાય અને યુતિમાં[2] પરાભવ પામેલા શુભ ગ્રહો કેંદ્રમાં હોય;[3] અથવા લગ્નનો સ્વામી તથા ગુરૂ કેંદ્રમાં હોય, અને ક્રૂર ગ્રહો ત્રિકોણ અષ્ટમ કે કેંદ્ર શિવાય બીજે ગમે તે ભાવે હોય; અગર બધા ગ્રહો પાંચમે કે નવમે ભાવે આવેલા હોય, યાતો પાપગ્રહો ક્રૂર ગ્રહોની રાશીમાં હોય, અને શુભ ગ્રહો સૌમ્ય[4] ગ્રહોની રાશીમાં આવે તથા લગ્નનો સ્વામી બળવાન હોય, અથવા તો સર્વે ગ્રહો ત્રીજે, ચોથે કે આઠમે ભાવે આવેલા જણાય તો દિર્ઘાયુષ્ય થાયછે.[5]

૨. લગ્નથી અથવા ચંદ્રથી કોઈ પણ ગ્રહ આઠમે ભાવે ન આવે, અને ગુરૂ તથા શુક્ર બળવાન હોય તો ૧૨૦ વર્ષનું આયુષ્ય થાયછે.

૩ ગુરૂ તથા શુક્ર કેંદ્રમાં આવેલા માલમ પડે, અથવા ગુરૂ કર્ક રાશીમાં આવે, અને શુક્ર કેંદ્રમાં આવે, અગર શની લગ્નમાં કે નવમા ભાવમાં હોય અને ચંદ્ર નવમા કે બારમા ભાવમાં હોય, અથવા પાંચમા ભાવમાં, કેંદ્રમાં તથા નવમા ભાવમાં ક્રૂર ગ્રહ ના હોય, લગ્ન ધનકે મીન રાશીનું હોય, ગુરૂ વા શુક્ર કેંદ્રમાં આવેલા જણાય અને નવમા ભાવને તથા આઠમા ભાવને શુભ ગ્રહો દેખતા હોય, અગર શુક્ર મીન લગ્નમાં આવે અને શુભ ગ્રહની દ્રષ્ટિવાળો ચંદ્ર આઠમે ભાવે હોય, અથવા લગ્નનો સ્વામી આઠમા ભાવમાં આવે ચંદ્ર દશમા ભાવમાં આવે, બાકીના ગ્રહો નવમે ભાવે આવે, અને ગુરૂ બળવાન હોય, અગર ચંદ્ર તથા ગુરૂ કર્ક લગ્નમાં આવે, અને ત્રીજે છઠ્ઠે અગીઆરમે કે કેંદ્રમાં શુભ ગ્રહ સહિત બુધ તથા શુક્ર આવે, યાતો ક્રૂર ગ્રહો ચોથે તથા નવમે ભાવે આવે, અને શુભ ગ્રહો નવમાંશ કુંડલીમાં ધન કે મીન રાશીમાં આવે, અથવા નવમાંશ કુંડલીમાં શુભ ગ્રહો સમની રાશીમાં રહી જન્મ ગ્રહમાં

---

૧ આ યોગ જેને આવેલ હોય તેનું આયુષ્ય લાંબું થાય ને લક્ષ્મીનું સારૂં સુખ મળે. ૨ લડાઈ. ૩ મંગળ તથા શની આઠમે ભાવે આવ્યાથી આ યોગ મળતો નથી. ૪ શુભ ગ્રહો. ૫ ઉપરના આઠ યોગમાંથી ગમે તે એક યોગ જેને આવે તેની દીર્ઘાયુ સમજવી.

બીજે કે બારમે ભાવે આવેલા જણાય, અને પૂર્ણ ચંદ્ર જન્મગ્રહમાં લગ્ને આવેલો હોય, એમ નહિંતો ધનલગ્ન ૨૪ અંશ કરતાં વધારે અંશે હોય, અને કેંદ્રમાં રહેલા શુભ ગ્રહો ચાર અંશ કરતાં ઓછે અંશે હોયતો ૧૦૦ વર્ષનું આયુષ્ય થાયછે.*

૪. નવમાંશકુંડલીમાં રવી, મંગળ, તથા શની કેંદ્રમાંજ ધન કે મીન રાશીના હોય, અને જન્મકુંડલીમાં ગુરૂ લગ્ને હોય પણ બાકીના ગ્રહો આઠમા ભાવ સિવાય બીજે ગમે તે ભાવે હોય તો પંચાશીવર્ષનું આયુષ્ય થાયછે.

૫. શુભ ગ્રહો મૂલત્રિકોણમાં આવેલા માલમ પડે, ગુરૂ પોતાના ઉચ્ચમાં હોય અને લગ્નનો સ્વામી બળવાન હોય, અથવા કર્કલગ્નમાં ગુરૂ આવે અને શુભગ્રહો પાંચમે કે નવમે ભાવે આવેલા જણાય યાતો સર્વે ગ્રહો કેંદ્રમાં હોય અને નવમાંશકુંડલીમાં ક્રૂરગ્રહોની રાશીમાં હોય તો ૮૦ વર્ષનું આયુષ્ય થાય.

૬. લગ્નના સ્વામીને ક્રૂરગ્રહો દેખતા હોય, શુભગ્રહો બળવાન હોય અને ચંદ્ર જન્મ ગ્રહ તથા હોરાવગેરેમાં શુભ ગ્રહની રાશીમાં આવે ત્યારે ૭૩ વર્ષનું આયુષ્ય થાયછે.

૭. લગ્નથી અથવા ચંદ્રથી શુભગ્રહો કેંદ્રમાં આવે, ગુરૂ લગ્નમાં હોય અને દશમે પાપગ્રહ ન હોય, અગર લગ્નમાં તથા ચંદ્રની સાથે પાપગ્રહ ના હોય, ગુરૂ લગ્નમાં આવે, આઠમો ભાવ ગ્રહ વિનાનો હોય અને કેંદ્રમાં શુભ ગ્રહો હોય, અથવા તો પોતાના શત્રુગ્રહ[૧] તથા મંગળથી જોડાએલો સૂર્ય લગ્ને હોય, ગુરૂ બળહીન હોય અને ચંદ્ર પાંચમે કે બારમે ભાવે હોય તો ૭૦ વર્ષનું આયુષ્ય થાયછે.

૮. શુભ ગ્રહ કેંદ્રમાં આવે, ચંદ્ર પોતાના ઉચ્ચમાં આવે અને લગ્નનો સ્વામી બળવાન હોય. અથવા ચંદ્ર પોતાની રાશીમાં કે લગ્ને આવે અને સાતમે ભાવે શુભ ગ્રહ હોય, અગર વૃષભ રાશીનો ચંદ્ર લગ્ને આવે, અથવા શુભ ગ્રહો આઠમા ભાવ શિવાય બીજે ગમે તે ભાવે આવે અને લગ્નનો સ્વામી પાપગ્રહસહિત ત્રિકભુવનમાં આવે અગર લગ્નનો સ્વામી તથા ચંદ્રની રાશીનો સ્વામી સૂર્ય સાથે આઠમા ભાવમાં આવે, અને કેંદ્રમાં ગુરૂ ન આવે ત્યારે ૬૦ વર્ષનું આયુષ્ય થાયછે.

૯. લગ્નના સ્વામી સાથે ચંદ્ર છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે હોય, અને નવમાંશકુંડલીમાં જન્મલગ્નનો સ્વામી મકર કે કુંભ રાશીમાં હોય તો તે યોગવાળાનું ૫૮ વર્ષનું આયુષ્ય થાયછે.

૧૦. કર્કલગ્નમાં સૂર્ય હોય, ક્રૂરગ્રહની સાથે ચંદ્ર દશમે ભાવે હોય, અને ગુરૂ કેંદ્રમાં આવેલ જણાય તો ૫૫ વર્ષનું આયુષ્ય થાયછે.

૧૧. બુધ ચોથે કે નવમે ભાવે હોય ચંદ્ર પેહેલે, આઠમે કે નવમે, ભાવે હોય, અને ગુરૂ તથા શુક્ર એકજ રાશીના હોય, ત્યારે ૫૦ વર્ષનું આયુષ્ય થાયછે.

૧૨. રવી તથા શની મકરરાશીના થઈ ત્રીજે કે છઠ્ઠે ભાવે આવે અને આઠમા ભાવનો સ્વામી કેંદ્રમાંજ હોય, તો ૪૫ વર્ષની આવરદા થાયછે.

---

* ઉપરના દશ યોગોમાંથી એક પણ યોગ જેને આવે તેનું ૧૦૦ વર્ષનું આયુષ્ય થાય. ૧. પાને પાંચ પ્રકારનો મૈત્રિચક્રનો કોઠો તપાસવો.

૧૩. સર્વ કરતાં બળવાન[1] બુધ કેંદ્રમાં હોય, અને આઠમા ભાવને શુભ ગ્રહો જોતા હોય, અથવા તો આઠમા ભાવનો સ્વામી લગ્નમાં આવે અને આઠમા ભાવમાં કોઈ પણ શુભ ગ્રહ ન હોય તો ૪૦ વર્ષનું આયુષ્ય થાયછે.

૧૪. જેનો જન્મ દિવસનો થયો હોય, તથા તેના જન્મ ગ્રહમાં પાપગ્રહો ચંદ્રથી આઠમી રાશીમાં આવે તો તેનું મધ્યમ મા[2]નનું આયુષ્ય થાયછે.

૧૫. ચંદ્ર આપોકલીમ ભાવે આવે, લગ્નનો સ્વામી પણ તેજ ભાવે હોય અને એ બન્ને નિર્બળ છે એવું જ્ઞાન થાય તો ૩૨ વર્ષનું આયુષ્ય થાયછે.

૧૬. ક્રૂરગ્રહની વચ્ચે સૂર્ય પેહેલે ભાવે હોય તો ૩૧ વર્ષનું આયુષ્ય થાયછે.

૧૭. સર્વ કરતાં બળવાન બુધ કેંદ્રમાં આવે, અને આઠમા ભાવમાં કોઇ પણ ગ્રહ હોય નહિ, અથવા આઠમા તથા પેહેલા ભાવના સ્વામી બળહીન થઈ કેંદ્રમાં આવે, અગર સર્વે શુભગ્રહો નવમાંશકુંડલીમાં શુભગ્રહોની રાશીમાં હોય યાતો બધા શુભગ્રહો જન્મકુંડલીમાં શુભગ્રહોની રાશીમાં હોય, એમ નહીં તો કેંદ્રમાં કોઈ પણ શુભગ્રહ ન હોય અને આઠમો ભાવ કોઇ પણ ગ્રહથી સંયુક્ત હોય તો ૩૦ વર્ષનું આયુષ્ય થાયછે. સદરહુ યોગોમાંનો કોઇપણ એક યોગ જેને થાય તેનું ૩૦ વર્ષનું આયુષ્ય સમજવું.

૧૮. લગ્નથી તથા ચંદ્રથી આઠમા ભાવનો સ્વામી કેંદ્રમાં કે બારમે ભાવે હોય તો ૨૮ વર્ષનું આયુષ્ય થાયછે.

૧૯. લગ્ન તથા આઠમા ભાવનો સ્વામી આઠમેજ ભાવે આવેલા હોય અથવા ગુરૂ જન્મગ્રહમાં તથા ત્ર્યંશાંશકુંડલીમાં પોતાની રાશીમાં હોય તો ૨૭ વર્ષનું આયુષ્ય થાયછે.

૨૦. શની લગ્નમાં દ્વિસ્વભાવ[3] રાશીનો હોય, અને આઠમા તથા બારમા ભાવનો સ્વામી એ બન્ને બળહીન હોય તો ૨૫ વર્ષનું આયુષ્ય થાયછે.

૨૧. આઠમા ભાવનો સ્વામી નવમે ભાવે હોય અને ક્રૂરગ્રહથી જોવાએલ લગ્નનો સ્વામી આઠમે ભુવને આવેલો જણાય તો ૨૪ વર્ષનું આયુષ્ય થાયછે.

૨૨. ક્રૂરગ્રહની સાથે ગુરૂ લગ્નમાં આવે તેને ચંદ્ર પૂર્ણ દેખતો હોય અને આઠમે ભાવે કોઇપણ ગ્રહ હોયતો ૨૨ વર્ષનું આયુષ્ય થાયછે.

૨૩. શુભગ્રહસહિત લગ્નનો સ્વામી લગ્નમાં હોય અને બીજા ગ્રહની જેનાપર દૃષ્ટિ ન હોય એવો આઠમા ભાવનો સ્વામી આઠમેજ ભાવે હોય અથવા ચંદ્ર ક્ષીણ હોય, પાપગ્રહ આઠમે ભાવે આવે, આઠમા ભાવનો સ્વામી કેંદ્રમાં આવે અને પેહેલા ભાવનો સ્વામી નિર્બળ હોય, અગર શુભગ્રહો આપો કલીમ ભાવે રહેલા માલુમ પડે અને ચંદ્ર તથા શની છઠ્ઠે કે આઠમે ભાવે આવેલા જણાય, યાતો ક્ષીણ ચંદ્ર અને રાહુસિવાયના બે ક્રૂર ગ્રહો બીજે, છઠ્ઠે કે બારમે ભાવે આવે, અથવા સૂર્ય તથા શની

---

૧ પાને ૪૫ બળનો કોઠો તપાસવો. ૨ જુઓ પાને ૬૩ ટીપ. ૩. મિથુન, કન્યા, ધન અને મીન.

કેંદ્રમાં હોય અને મંગળ લગ્ને હોય ત્યારે ૨૦ વર્ષનું આયુષ્ય થાયછે. સદરહુ પાંચ યોગમાંનો કોઇપણ એક યોગ જેને થતો હોય તેનું ૨૦ વર્ષનું આયુષ્ય ધારવું.

૨૪. ગુરૂ બારમે કે કેંદ્રમાં આવે અને લગ્નનો સ્વામી પાપગ્રહ સહિત ત્રીજે, છઠ્ઠે કે નવમે ભાવે આવે, અથવા, કર્ક લગ્નમાં મંગળ તથા ચંદ્ર આવે અને કેંદ્ર તથા આઠમો ભાવ ગ્રહ વિનાનો હોય તે યોગવાળાની ત્રણ વર્ષની આવરદા થાયછે.

૨૫. ગુરૂ તથા શુક્ર પેહેલે ભાવે આવે અને મંગળ એક પાપગ્રહ સહિત પાંચમે ભાવે આવે અથવા તો સૂર્યની સાથે આવેલ લગ્નનો સ્વામી ચંદ્ર સહિત હોય અને તેની સાથે બીજા પણ કોઈ ગ્રહ હોય કે તેને જોતા હોય તો અલ્પાયુ થાયછે.

૨૬. ઉપર જે ૨૫ કલમોથી આયુષ્યના યોગો બતાવવામાં આવ્યાછે તેમાં જેના જન્મગ્રહમાં બે ત્રણ અથવા તો તે કરતાં પણ વધારે યોગો મલતા આવે ત્યારે વધારે બળીઆ ગ્રહોથી પેદા થએલ યોગ કાયમ ગણવો, અને બાકીના યોગ ઉપર લક્ષ આપવું નહીં.

---

## જાતકાલંકારપ્રમાણે વિષકન્યાયોગો.[1]

બીજ, રવીવાર અને આશ્લેષા નક્ષત્રમાં જન્મેલી, સાતમ, શનીવાર અને કૃત્તિકા નક્ષત્રમાં જન્મેલી, બારસ, મંગલવાર અને શતતારકા નક્ષત્રમાં જન્મેલી, બીજ, શનીવાર અને આશ્લેષા નક્ષત્રમાં જન્મેલી, સાતમ, મંગલવાર અને શતતારકા નક્ષત્રમાં જન્મેલી; બારસ, રવીવાર, અને વિશાખા નક્ષત્રમાં જન્મેલી, તથા જેના જન્મગ્રહમાં બે શુભ ગ્રહ પેહેલે ભાવે આવે, એક ક્રૂર ગ્રહ દશમે ભાવે આવે અને બે પાપ ગ્રહ છઠ્ઠે ભાવે આવે એવી અને જેના જન્મગ્રહમાં સૂર્ય પાંચમે, મંગળ નવમે તથા શની લગ્ને આવેતો તે યોગવાળી કન્યા વિષકન્યા કહેવાયછે: પણ જો વિષયોગમાં પેદા થઈ હોય, અને તેના ગ્રહમાં લગ્નથી અથવા તો ચંદ્રથી કોઈ પણ શુભ ગ્રહ અથવા સાતમા ભાવનો સ્વામી, સાતમે ભાવે આવે ત્યારે સદરહુ યોગોનો અટકાવ થાયછે.

## પેહેલા ભાવથી ઉત્પન્ન થએલા યોગો.

૧. લગ્નનો સ્વામી ધનભાવમાં આવે અને ધનભાવનો સ્વામી લગ્નમાં આવે તો ધનવાન, બુદ્ધિવાન, પુણ્યવાન અને લક્ષ્મીવાન થાયછે.

૨. લગ્નનો પતિ ત્રીજા ભાવમાં આવે અને ત્રીજા ભાવનો પતિ લગ્નમાં આવે તો તે પુરૂષ બળહીન, સારા સહોદરવાળો, કુટુંબને આનંદ આપનાર અને મોસાલપક્ષનાં સારાં સુખવાળો થાય.

૩. લગ્નનો સ્વામી ચોથે ભાવે અને ચોથા ભાવનો સ્વામી લગ્ને હોય ત્યારે મનુષ્ય ક્ષમાવાળો, પિતાની આજ્ઞા પાળનાર, સરળ બુદ્ધિવાળો અને પોતાના પક્ષને મદદ આપનાર થાયછે.

---

[1] જે માણસને તે કન્યા પરણે તે માણસનું મૃત્યુ થાય.

૪. લગ્નનો સ્વામી પાંચમે ભાવે અને પાંચમા ભાવનો સ્વામી લગ્ને હોય તો તે યોગ માણસોને ઉદાર દિલના, વિદ્વાન અને પોતાના કુળમાં શ્રેષ્ઠ કરેછે.

૫. લગ્નનો સ્વામી છઠ્ઠે ભાવે અને છઠ્ઠા ભાવનો સ્વામી લગ્ને આવેલ હોય ત્યારે મનુષ્યનું શરીર નિરોગી કરેછે, અને પોતાના અધિક બળનેલીધે બીજાનાં બળનું અભિમાન તોડવામાં ચિત્તની પ્રવૃત્તિ કરાવેછે.

૬. લગ્નનો સ્વામી સાતમે અને સાતમા ભાવનો સ્વામી લગ્ને આવેલ હોય તો તે માણુસ પિતાની ભક્તિવાળો, સ્ત્રીતરફથી ઉદાસ, અને શાળાનું[1] કામ કરવામાં આધીન રહેછે.

૭. લગ્નનો સ્વામી આઠમે અને આઠમા ભાવનો સ્વામી લગ્ને આવેલ જણાય તો તે માણુસ જુગાર રમવામાં હુશીઆર, ચોરી કરવામાં પ્રીતિવાળો અને દુર્વ્યસનમાં સંતોષ માનનાર થાયછે.

૮. લગ્નનો સ્વામી નવમે અને નવમા ભાવનો સ્વામી પેહેલેજ ભાવે જેના જન્મગ્રહમાં આવેલા હોય તે પુરૂષ વિદેશવાસી, સ્વધર્મમાં આશક્ત, રાજસભામાં પંકાએલ અને દેવોની પૂજા કરવામાં તત્પર રહેછે.

૯. લગ્નનો સ્વામી દશમે અને દશમાનો સ્વામી લગ્ને જેને હોય તે રાજા અથવા તો રાજાના જેવી રિદ્ધિસિદ્ધિ વાળો થાયછે.

૧૦. લગ્નનો સ્વામી આગીઆરમે અને અગીઆરમાનો સ્વામી લગ્ને આવે તો તે માણુસ સારાં કામ કરનાર, લાંબી આવર્દાવાળો, રાજાની બરોબર વૈભોગ ભોગવનાર અને પંડિત થાયછે.

૧૧. લગ્નનો સ્વામી બારમે ભાવે અને બારમા ભાવનો સ્વામી લગ્ને આવે ત્યારે તે માણુસ બધા લોકોનો દુષ્મન, મંદબુદ્ધિવાળો, લોભી, ધનહીન અને મૂર્ખ થાયછે.

૧૨. લગ્નનો સ્વામી શુક્રની સાથે ત્રિકસિવાય ગમે તે ભાવે આવેતો જગતમાં પ્રતિષ્ઠા તથા સારૂં સુખ મળેછે.

**પ્રથમ ભાગ સંપૂર્ણ.**

---

૧ પોતાની વહુનો ભાઈ.

# વર્ષપ્રવેશ સારિણી.

| | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| ૧ | ૨ | ૩ | ૫ | ૨ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૨ | ૪ |
| ૧૫ | ૩૧ | ૪૬ | ૨ | ૧૭ | ૩૩ | ૪૮ | ૪ | ૧૯ | ૩૫ | ૫૦ | ૬ | ૨૧ | ૩૭ | ૫૨ | ૮ | ૨૩ | ૩૯ | ૫૪ | ૧૦ |
| ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ | ૯ | ૪૦ | ૧૨ | ૪૩ | ૧૫ | ૪૬ | ૧૮ | ૪૯ | ૨૧ | ૫૨ | ૨૪ | ૫૫ | ૨૭ | ૫૮ | ૩૦ |
| ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૫ | ૬ | ૦ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૦ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૧ |
| ૨૬ | ૪૧ | ૫૭ | ૧૨ | ૨૮ | ૪૩ | ૫૯ | ૧૪ | ૩૦ | ૪૫ | ૧ | ૧૬ | ૩૨ | ૪૭ | ૩ | ૧૮ | ૩૪ | ૪૯ | ૫ | ૨૧ |
| ૧ | ૩૩ | ૪ | ૩૬ | ૭ | ૩૯ | ૧૦ | ૪૨ | ૧૩ | ૪૫ | ૧૬ | ૪૮ | ૧૯ | ૫૧ | ૨૨ | ૫૪ | ૨૫ | ૫૭ | ૨૮ | ૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| ૨ | ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૩૬ | ૫૨ | ૭ | ૨૩ | ૩૮ | ૫૪ | ૯ | ૨૫ | ૪૦ | ૫૬ | ૧૧ | ૨૭ | ૪૨ | ૫૮ | ૧૩ | ૨૯ | ૪૪ | ૦ | ૧૫ | ૩૧ |
| ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ | ૯ | ૪૦ | ૧૨ | ૪૩ | ૧૫ | ૪૬ | ૧૮ | ૪૯ | ૨૧ | ૫૨ | ૨૪ | ૫૫ | ૨૭ | ૫૮ | ૩૦ |
| ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ | ૭૧ | ૭૨ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ |
| ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૦ | ૨ | ૩ | ૪ | ૫ | ૦ | ૧ | ૨ |
| ૪૭ | ૨ | ૧૮ | ૩૩ | ૪૯ | ૪ | ૨૦ | ૩૫ | ૫૧ | ૬ | ૨૨ | ૩૭ | ૫૩ | ૮ | ૨૪ | ૩૯ | ૫૫ | ૧૦ | ૨૬ | ૪૨ |
| ૧ | ૩૩ | ૪ | ૩૬ | ૭ | ૩૯ | ૧૦ | ૪૨ | ૧૩ | ૪૫ | ૧૬ | ૪૮ | ૧૯ | ૫૧ | ૨૨ | ૫૪ | ૨૫ | ૫૭ | ૨૮ | ૦ |
| ૮૧ | ૮૨ | ૮૩ | ૮૪ | ૮૫ | ૮૬ | ૮૭ | ૮૮ | ૮૯ | ૯૦ | ૯૧ | ૯૨ | ૯૩ | ૯૪ | ૯૫ | ૯૬ | ૯૭ | ૯૮ | ૯૯ | ૧૦૦ |
| ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૦ | ૧ | ૨ | ૩ | ૫ | ૬ | ૦ | ૧ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૫૭ | ૧૩ | ૨૮ | ૪૪ | ૫૯ | ૧૫ | ૩૦ | ૪૬ | ૧ | ૧૭ | ૩૨ | ૪૮ | ૩ | ૧૯ | ૩૪ | ૫૦ | ૫ | ૨૧ | ૩૬ | ૫૨ |
| ૩૧ | ૩ | ૩૪ | ૬ | ૩૭ | ૯ | ૪૦ | ૧૨ | ૪૩ | ૧૫ | ૪૬ | ૧૮ | ૪૯ | ૨૧ | ૫૨ | ૨૪ | ૫૫ | ૨૭ | ૫૮ | ૩૦ |
| ૧૦૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૨ | ૪ | ૫ | ૬ | ૧ | ૨ | ૩ | ૪ | ૬ | ૦ | ૧ | ૨ | ૪ |
| ૮ | ૨૩ | ૩૯ | ૫૪ | ૧૦ | ૨૫ | ૪૧ | ૫૬ | ૧૨ | ૩૭ | ૫૩ | ૮ | ૨૪ | ૩૯ | ૫૫ | ૧૦ | ૨૬ | ૪૧ | ૫૭ | ૧૩ |
| ૧ | ૩૩ | ૪ | ૩૬ | ૭ | ૩૯ | ૧૦ | ૪૨ | ૧૩ | ૪૫ | ૧૬ | ૪૮ | ૧૯ | ૫૧ | ૨૨ | ૫૪ | ૨૫ | ૫૭ | ૨૮ | ૦ |

# વર્ષફલ કરવાની રીત.

## વર્ષપ્રવેશ.

જે દિવસ જન્મ થયો હોય તે દિવસ પછી [1]સૌરમાસથી બારે ને બારે મહિને વર્ષપ્રવેશ થાયછે, તે કારણથીજ વર્ષપ્રવેશને દિવસે સ્પષ્ટ સૂર્ય જન્મના સૂર્યને સરખો અવશ્ય આવેછે.

શાલીવાહનનો શક જન્મવેળાએ જે હોય તેને જે શકમાં વર્ષપ્રવેશ[2] કરવો હોય તે શકમાંથી બાદ કરવો, આપ્રમાણે જન્મના શકને ઇષ્ટશકમાંથી બાદ કરતાં જે અંક બાકી રહે તે ગતાબ્દ[3] કહેવાયછે. અને ગતાબ્દ જે પ્રમાણનો આવે તે પ્રમાણનો વર્ષપ્રવેશ સારિણિનો કોઠો જોઈ તેમાં જે આંક લખેલા હોય તેમાં જન્મદિવસનો વાર, ઇષ્ટ ઘડી તથા પળ ઉમેરવાં, એટલે વર્ષપ્રવેશનો વાર, ઘડી અને પળ આવેછે, અને ગતાબ્દની સંખ્યાને અગ્યારે ગુણી ગુણાકારનો ૧૭૦ મો ભાગ તથા જન્મની તિથિ ઉમેરતાં જે અંક આવે તેને ૩૦ થી ભાગ દેવો, ૩૦ ભાગ દેતાં શેષાંક રહે તે વર્ષપ્રવેશની તિથિ આવેછે.

ઉપરપ્રમાણે મળેલ વર્ષપ્રવેશની તિથિ તથા વાર પંચાંગમાં જન્મના મહિનામાં અથવા તો તે પછીના કે પેહેલાંના એક મહિનામાં તપાસ કરતાં જે દિવસ સૂર્યના અંશ જન્મના સૂર્યના અંશ સરખા થતા હશે તે દિવસની તિથિ તથા વાર સાથે મળતા આવશે; કદાચ તેમ ન મળે તો ગણિતમાં ભૂલ થએલ છે એમ સમજી ફરી તપાસવું.[4]

વર્ષપ્રવેશની તિથિએ વર્ષની ઇષ્ટ ઘડી ટાણાના જન્મપત્રીની પેઠે સ્પષ્ટ ગ્રહ દ્વાદસભાવ, તથા ચલિત કુંડલી કરવી, અને પછીથી વર્ષફળના ગણિતની શરૂઆત કરવી.

વર્ષફળની શરૂઆતમાં જન્મપત્રિની વેળાની પેઠે ચાલતો સંવત્, શાકો તથા વર્ષપ્રવેશની તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ એ સર્વે લખવાં અવશ્યનાં છે. ત્યારબાદ જેનું વર્ષફળ કરવું હોય તેના પિતાના નામ સાથે તેનું નામ અને જેટલામું વર્ષ બેઠું હોય તેટલી સંખ્યા લખવાનો રીવાજ હાલ કેટલેક ઠેકાણે ચાલેછે માટે તેપણ લખવાં.[5]

( વર્ષપ્રવેશ સારિણીનું કોષ્ટક પાસેના પાનાપર જુવો. )

---

૧ સૂર્ય એક રાશીમાંથી બીજી રાશીમાં જેટલી મુદ્દતે આવે તેટલી મુદ્દતનો એક સૌરમાસ થાય. ૨ જે દિવસ વર્ષ બેઠું હોય તે દિવસ. ૩ ગએલાં વર્ષ. ૪ વર્ષપ્રવેશમાં આવેલ તિથિનો આવેલ વાર પંચાંગ તપાસતાં મળે નહિ તો તિથિમાં વધ ઘટ કરવી, પણ વાર ફેરવવો નહિ. ૫ વર્ષફળમાં **મુંથા** દશમા ગ્રહ તરીકે મનાય છે તે કરવાની રીત એવી છે કે જન્મના ગ્રહની રાશીમાં ગતાબ્દની સંખ્યા ઉમેરી તેને બારે ભાગ આપતાં જે સંખ્યા શેષ રહે તે **મુંથાની** રાશી આવેછે અને અંશ, કળા, તથા વિકળા તો જન્મ લગ્નનાં હોય તેજ **મુંથાનાં** મનાયછે.

**પ્રશ્ન.** ૧ સંવત્ ૧૯૨૨ શક ૧૭૯૭ ના શ્રાવણ સુદિ ૧ રવિવારને દિવસે ઇષ્ટ ઘડી ૧૮-૩૪ સે કોઇનો જન્મ થયો હોય; અને તે વેળાનો સ્પષ્ટ સૂર્ય ૩-૮-૨૬-૯ હોય ત્યારે વર્ષપ્રવેશ ક્યારે થશે?

**ઉત્તર.** જન્મના શક ૧૭૯૭ ને ચાલતા શક ૧૮૦૮ માંથી બાદ કર્યો તો ૨૧ ગતાબ્દ થયા, માટે વર્ષપ્રવેશની સારિણિપરથી ૨૧ મા કોઠાના આંક ૫-૨૬-૧ લીધા તેમાં જન્મનો વાર[1] ૧ ઇષ્ટ ઘડી ૧૮ અને પળ ૩૪ ઉમેર્યા તો ૬-૪૪-૩૫ થયા તેથી શુક્રવાર ઇષ્ટ ઘડી ૪૪ તથા પળ ૩૫ સમયે બાવીશમા વર્ષનો પ્રવેશ થયો; અને ગતાબ્દની સંખ્યા ૨૧ ને અગીઆરે ગુણ્યા તો ૨૩૧ થયા તેનો ૧૭૦ મો ભાગ તથા જન્મની તિથિ[2] તેમાં ઉમેરીએ તો ૨૩૩ થાયછે, તેને ૩૦ ભાગતાં શેષાંક આઠ રહેછે તે વર્ષપ્રવેશની તિથિ આવી.

ઉપર પ્રમાણે આઠમ, શુક્રવાર, ઇષ્ટ ઘડી ૪૪ તથા પળ ૩૫ સમયે વર્ષપ્રવેશ આવેછે તે બરોબર છે કે નહિં તેની પંચાંગમાં તપાસ કરતાં આશાડ વદિ ૭ ને શુક્રવાર આવેછે તથા તે દિવસે સૂર્યના અંશ જન્મના સૂર્યના સરખા થાયછે. માટે ગણિતથી આવેલ અષ્ટમી તિથિમાંથી એક ઘટાડી સાતમ કરી અને વાર સાથે આવતો તિથિનો વિરોધ ટાળ્યો.

એપ્રમાણે સંવત્ ૧૯૪૩ ના આષાડ વદિ ૭ શુક્રવારને દિવસે ઇષ્ટઘડી ૪૪-૩૫ સમયે વર્ષ ૨૨ માંનો પ્રવેશ થયો. તે વેળાના ગ્રહ, લગ્ન, અને ચલિત ઇત્યાદિ સર્વે કરવાં જોઇએ, પણ આ ગ્રંથની અંદર જન્મપત્રિનું ઉદાહરણ આષાડ વદિ ૭ શુક્રવારના દિવસનું તથા ઇષ્ટઘડી ૪૪-૩૫ ના સમયનું કરેલું છે અને વર્ષપ્રવેશ પણ તે દિવસે તથા તે સમયે આવેછે, માટે ગ્રહો, લગ્ન તથા ચલિત એ સર્વે નવીન કરવાની જરૂર રહી નહિ, અને આ ગ્રંથમાં જે જન્મકુંડલી કરેલી છે તે અહીં વર્ષપ્રવેશ કુંડલી થઇ, તથા નવગ્રહ, દ્વાદશભાવ અને ચલિત કુંડલી એપણ પેહેલાંનાંજ કાયમ રહ્યાં. જન્મપત્રિ સમયે નવગ્રહ, લગ્ન, દ્વાદશભાવ, ચલિત, વગેરે જે આવેલ છે તે અહિં ગણિતની સગવડમાટે ફરી લખી બતાવ્યાં છે.

(નવ ગ્રહનું કોષ્ટક, દ્વાદશ ભાવનું કોષ્ટક, જન્મ કુંડલી તથા વર્ષપ્રવેશની કુંડલી પાસેના પાનાપર જુવો.)

---

૧ રવિવાર છે માટે એક કરેલ છે. ૨ સુદિ ૧ છે માટે ૧ તિથિ છે.

| જન્મલગ્નમ્ ૬-૧૯ | વર્ષપ્રવેશચક્ર. |
|---|---|
| ૮ · ૭ शरा · ૬. · ૯ गु · ૫ मं · ૪ चं सू बु · ૧૦ · ૧ के · ૩ · ૧૧ · ૧૨ · ૨ शु | ૨ · ૧૨ · ૩ शशु · ૧ चं · ૧૧ के · ૪ सू मुं · ૧૦ · बु ૫ रा · ૬ मं गु · ૭ · ૯ · ૮ |

## દ્વાદશભાવતથા સંધિ.

| ૧ | | ૨ | | ૩ | | ૪ | | ૫ | | ૬ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૭<br>૨૦<br>૫ | ૦<br>૨૧<br>૪<br>૫૨ | ૧<br>૪<br>૪૯<br>૩૯ | ૧<br>૧૮<br>૩૪<br>૨૬ | ૨<br>૨<br>૧૯<br>૧૩ | ૨<br>૧૬<br>૪<br>૦ | ૨<br>૨૯<br>૪૮<br>૪૭ | ૩<br>૧૬<br>૪<br>૦ | ૪<br>૨<br>૧૯<br>૧૩ | ૪<br>૧૮<br>૩૪<br>૨૬ | ૫<br>૪<br>૪૯<br>૩૯ | ૫<br>૨૧<br>૪<br>૫૨ |
| ૭ | | ૮ | | ૯ | | ૧૦ | | ૧૧ | | ૧૨ | |
| ૬<br>૭<br>૨૦<br>૫ | ૬<br>૨૧<br>૪<br>૫૨ | ૭<br>૪<br>૪૯<br>૩૯ | ૭<br>૧૮<br>૩૪<br>૨૬ | ૮<br>૨<br>૧૯<br>૧૩ | ૮<br>૧૬<br>૪.<br>૦ | ૮<br>૨૯<br>૪૮<br>૪૭ | ૯<br>૧૬<br>૪<br>૦ | ૧૦<br>૨<br>૧૯<br>૧૩ | ૧૦<br>૧૮<br>૩૪<br>૨૫ | ૧૧<br>૪<br>૪૯<br>૩૯ | ૧૧<br>૨૧<br>૪<br>૫૨ |

વર્ષનું ચલિત.

| सू | चं | मं | बु | गु | शु | श | रा | के |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩ | ૦ | ૫ | ૪ | ૫ | ૨ | ૨ | ૪ | ૧૦ |
| ૮ | ૪ | ૧૯ | ૩ | ૧૧ | ૬ | ૨૪ | ૧૬ | ૧૬ |
| ૨૬ | ૨૨ | ૨૧ | ૫૩ | ૨૭ | ૫૪ | ૦ | ૫૬ | ૫૬ |
| ૯ | ૩૦ | ૫૭ | ૧૬ | ૪૯ | ૩૬ | ૧૦ | ૨૫ | ૨૫ |
| ૫૭ | ૬૩૩ | ૩૫ | ૫૯ | ૭ | ૭૦ | ૮ | ૩ | ૩ |
| ૨. | ૪ | ૨૦ | ૫૬ | ૧૪ | ૮ | ૧૭ | ૧૧ | ૧૧ |

# દૃષ્ટિપ્રવેશસારિણી.

| રાશી | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | अंश | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| मेष | ૦<br>૬૦<br>૦ | ૦<br>૫૮<br>૦ | ૦<br>૫૬<br>૦ | ૦<br>૫૪<br>૦ | ૦<br>૫૨<br>૦ | ૦<br>૫૦<br>૦ | ૦<br>૪૮<br>૦ | ૦<br>૪૬<br>૦ | ૦<br>૪૪<br>૦ | ૦<br>૪૨<br>૦ | ૦<br>૪૦<br>૦ | ૦<br>૩૮<br>૦ | ૦<br>૩૬<br>૦ | ૦<br>૩૪<br>૦ | ૦<br>૩૨<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૨૮<br>૦ | ૦<br>૨૬<br>૦ | ૦<br>૨૪<br>૦ | ૦<br>૨૨<br>૦ | ૦<br>૨૦<br>૦ | ૦<br>૧૮<br>૦ | ૦<br>૧૬<br>૦ | ૦<br>૧૪<br>૦ | ૦<br>૧૨<br>૦ | ૦<br>૧૦<br>૦ | ૦<br>૮<br>૦ | ૦<br>૬<br>૦ | ૦<br>૪<br>૦ | ૦<br>૨<br>૦ | गु૨<br>भा.<br>૧ | ऋ |
| वृषभ | ૦<br>૦<br>૦ | ૦<br>૦<br>૩૦ | ૦<br>૧<br>૦ | ૦<br>૧<br>૩૦ | ૦<br>૨<br>૦ | ૦<br>૨<br>૩૦ | ૦<br>૩<br>૦ | ૦<br>૩<br>૩૦ | ૦<br>૪<br>૦ | ૦<br>૪<br>૩૦ | ૦<br>૫<br>૦ | ૦<br>૫<br>૩૦ | ૦<br>૬<br>૦ | ૦<br>૬<br>૩૦ | ૦<br>૭<br>૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૮<br>૦ | ૦<br>૮<br>૩૦ | ૦<br>૯<br>૦ | ૦<br>૯<br>૩૦ | ૦<br>૧૦<br>૦ | ૦<br>૧૦<br>૩૦ | ૦<br>૧૧<br>૦ | ૦<br>૧૧<br>૩૦ | ૦<br>૧૨<br>૦ | ૦<br>૧૨<br>૩૦ | ૦<br>૧૩<br>૦ | ૦<br>૧૩<br>૩૦ | ૦<br>૧૪<br>૦ | ૦<br>૧૪<br>૩૦ | गु૧<br>भा.<br>૨ | ध |
| मिथुन | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૫<br>૩૦ | ૦<br>૧૬<br>૦ | ૦<br>૧૬<br>૩૦ | ૦<br>૧૭<br>૦ | ૦<br>૧૭<br>૩૦ | ૦<br>૧૮<br>૦ | ૦<br>૧૮<br>૩૦ | ૦<br>૧૯<br>૦ | ૦<br>૧૯<br>૩૦ | ૦<br>૨૦<br>૦ | ૦<br>૨૦<br>૩૦ | ૦<br>૨૧<br>૦ | ૦<br>૨૧<br>૩૦ | ૦<br>૨૨<br>૦ | ૦<br>૨૨<br>૩૦ | ૦<br>૨૩<br>૦ | ૦<br>૨૩<br>૩૦ | ૦<br>૨૪<br>૦ | ૦<br>૨૪<br>૩૦ | ૦<br>૨૫<br>૦ | ૦<br>૨૫<br>૩૦ | ૦<br>૨૬<br>૦ | ૦<br>૨૬<br>૩૦ | ૦<br>૨૭<br>૦ | ૦<br>૨૭<br>૩૦ | ૦<br>૨૮<br>૦ | ૦<br>૨૮<br>૩૦ | ૦<br>૨૯<br>૦ | ૦<br>૨૯<br>૩૦ | गु૧<br>भा.<br>૨ | ध |
| कर्क | ૦<br>૩૦<br>૦ | ૦<br>૩૦<br>૩૦ | ૦<br>૩૧<br>૦ | ૦<br>૩૧<br>૩૦ | ૦<br>૩૨<br>૦ | ૦<br>૩૨<br>૩૦ | ૦<br>૩૩<br>૦ | ૦<br>૩૩<br>૩૦ | ૦<br>૩૪<br>૦ | ૦<br>૩૪<br>૩૦ | ૦<br>૩૫<br>૦ | ૦<br>૩૫<br>૩૦ | ૦<br>૩૬<br>૦ | ૦<br>૩૬<br>૩૦ | ૦<br>૩૭<br>૦ | ૦<br>૩૭<br>૩૦ | ૦<br>૩૮<br>૦ | ૦<br>૩૮<br>૩૦ | ૦<br>૩૯<br>૦ | ૦<br>૩૯<br>૩૦ | ૦<br>૪૦<br>૦ | ૦<br>૪૦<br>૩૦ | ૦<br>૪૧<br>૦ | ૦<br>૪૧<br>૩૦ | ૦<br>૪૨<br>૦ | ૦<br>૪૨<br>૩૦ | ૦<br>૪૩<br>૦ | ૦<br>૪૩<br>૩૦ | ૦<br>૪૪<br>૦ | ૦<br>૪૪<br>૩૦ | गु૧<br>भा.<br>૨ | ध |
| सिंह | ૦<br>૪૫<br>૦ | ૦<br>૪૩<br>૩૦ | ૦<br>૪૨<br>૦ | ૦<br>૪૦<br>૩૦ | ૦<br>૩૯<br>૦ | ૦<br>૩૭<br>૩૦ | ૦<br>૩૬<br>૦ | ૦<br>૩૪<br>૩૦ | ૦<br>૩૩<br>૦ | ૦<br>૩૧<br>૩૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૨૮<br>૩૦ | ૦<br>૨૭<br>૦ | ૦<br>૨૫<br>૩૦ | ૦<br>૨૪<br>૦ | ૦<br>૨૨<br>૩૦ | ૦<br>૨૧<br>૦ | ૦<br>૧૯<br>૩૦ | ૦<br>૧૮<br>૦ | ૦<br>૧૬<br>૩૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૩<br>૩૦ | ૦<br>૧૨<br>૦ | ૦<br>૧૦<br>૩૦ | ૦<br>૯<br>૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૬<br>૦ | ૦<br>૪<br>૩૦ | ૦<br>૩<br>૦ | ૦<br>૧<br>૩૦ | गु૩<br>भा.<br>૨ | ऋ |
| कन्या | ૦<br>૦<br>૦ | ૦<br>૨<br>૦ | ૦<br>૪<br>૦ | ૦<br>૬<br>૦ | ૦<br>૮<br>૦ | ૦<br>૧૦<br>૦ | ૦<br>૧૨<br>૦ | ૦<br>૧૪<br>૦ | ૦<br>૧૬<br>૦ | ૦<br>૧૮<br>૦ | ૦<br>૨૦<br>૦ | ૦<br>૨૨<br>૦ | ૦<br>૨૪<br>૦ | ૦<br>૨૬<br>૦ | ૦<br>૨૮<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૩૨<br>૦ | ૦<br>૩૪<br>૦ | ૦<br>૩૬<br>૦ | ૦<br>૩૮<br>૦ | ૦<br>૪૦<br>૦ | ૦<br>૪૨<br>૦ | ૦<br>૪૪<br>૦ | ૦<br>૪૬<br>૦ | ૦<br>૪૮<br>૦ | ૦<br>૫૦<br>૦ | ૦<br>૫૨<br>૦ | ૦<br>૫૪<br>૦ | ૦<br>૫૬<br>૦ | ૦<br>૫૮<br>૦ | गु૨<br>भा<br>૧ | ध |
| तुला | ૦<br>૬૦<br>૦ | ૦<br>૫૮<br>૦ | ૦<br>૫૬<br>૦ | ૦<br>૫૪<br>૦ | ૦<br>૫૨<br>૦ | ૦<br>૫૦<br>૦ | ૦<br>૪૮<br>૦ | ૦<br>૪૬<br>૦ | ૦<br>૪૪<br>૦ | ૦<br>૪૨<br>૦ | ૦<br>૪૦<br>૦ | ૦<br>૩૮<br>૦ | ૦<br>૩૬<br>૦ | ૦<br>૩૪<br>૦ | ૦<br>૩૨<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૨૮<br>૦ | ૦<br>૨૬<br>૦ | ૦<br>૨૪<br>૦ | ૦<br>૨૨<br>૦ | ૦<br>૨૦<br>૦ | ૦<br>૧૮<br>૦ | ૦<br>૧૬<br>૦ | ૦<br>૧૪<br>૦ | ૦<br>૧૨<br>૦ | ૦<br>૧૦<br>૦ | ૦<br>૮<br>૦ | ૦<br>૬<br>૦ | ૦<br>૪<br>૦ | ૦<br>૨<br>૦ | गु૨<br>भा.<br>૧ | ऋ |
| वृश्चिक | ૦<br>૦<br>૦ | ૦<br>૧<br>૩૦ | ૦<br>૩<br>૦ | ૦<br>૪<br>૩૦ | ૦<br>૬<br>૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૯<br>૦ | ૦<br>૧૦<br>૩૦ | ૦<br>૧૨<br>૦ | ૦<br>૧૩<br>૩૦ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૬<br>૩૦ | ૦<br>૧૮<br>૦ | ૦<br>૧૯<br>૩૦ | ૦<br>૨૧<br>૦ | ૦<br>૨૨<br>૩૦ | ૦<br>૨૪<br>૦ | ૦<br>૨૫<br>૩૦ | ૦<br>૨૭<br>૦ | ૦<br>૨૮<br>૩૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૩૧<br>૩૦ | ૦<br>૩૩<br>૦ | ૦<br>૩૪<br>૩૦ | ૦<br>૩૬<br>૦ | ૦<br>૩૭<br>૩૦ | ૦<br>૩૯<br>૦ | ૦<br>૪૦<br>૩૦ | ૦<br>૪૨<br>૦ | ૦<br>૪૩<br>૩૦ | गु૩<br>भा<br>૨ | ध |
| धन | ૦<br>૪૫<br>૦ | ૦<br>૪૪<br>૩૦ | ૦<br>૪૪<br>૦ | ૦<br>૪૩<br>૩૦ | ૦<br>૪૩<br>૦ | ૦<br>૪૨<br>૩૦ | ૦<br>૪૨<br>૦ | ૦<br>૪૧<br>૩૦ | ૦<br>૪૧<br>૦ | ૦<br>૪૦<br>૩૦ | ૦<br>૪૦<br>૦ | ૦<br>૩૯<br>૩૦ | ૦<br>૩૯<br>૦ | ૦<br>૩૮<br>૩૦ | ૦<br>૩૮<br>૦ | ૦<br>૩૭<br>૩૦ | ૦<br>૩૭<br>૦ | ૦<br>૩૬<br>૩૦ | ૦<br>૩૬<br>૦ | ૦<br>૩૫<br>૩૦ | ૦<br>૩૫<br>૦ | ૦<br>૩૪<br>૩૦ | ૦<br>૩૪<br>૦ | ૦<br>૩૩<br>૩૦ | ૦<br>૩૩<br>૦ | ૦<br>૩૨<br>૩૦ | ૦<br>૩૨<br>૦ | ૦<br>૩૧<br>૩૦ | ૦<br>૩૧<br>૦ | ૦<br>૩૦<br>૩૦ | गु૧<br>भा.<br>૨ | ऋ |
| मकर | ૦<br>૩૦<br>૦ | ૦<br>૨૯<br>૩૦ | ૦<br>૨૯<br>૦ | ૦<br>૨૮<br>૩૦ | ૦<br>૨૮<br>૦ | ૦<br>૨૭<br>૩૦ | ૦<br>૨૭<br>૦ | ૦<br>૨૬<br>૩૦ | ૦<br>૨૬<br>૦ | ૦<br>૨૫<br>૩૦ | ૦<br>૨૫<br>૦ | ૦<br>૨૪<br>૩૦ | ૦<br>૨૪<br>૦ | ૦<br>૨૩<br>૩૦ | ૦<br>૨૩<br>૦ | ૦<br>૨૨<br>૩૦ | ૦<br>૨૨<br>૦ | ૦<br>૨૧<br>૩૦ | ૦<br>૨૧<br>૦ | ૦<br>૨૦<br>૩૦ | ૦<br>૨૦<br>૦ | ૦<br>૧૯<br>૩૦ | ૦<br>૧૯<br>૦ | ૦<br>૧૮<br>૩૦ | ૦<br>૧૮<br>૦ | ૦<br>૧૭<br>૩૦ | ૦<br>૧૭<br>૦ | ૦<br>૧૬<br>૩૦ | ૦<br>૧૬<br>૦ | ૦<br>૧૫<br>૩૦ | गु૧<br>भा.<br>૨ | ऋ |
| कुंभ | ૦<br>૧૫<br>૦ | ૦<br>૧૪<br>૩૦ | ૦<br>૧૪<br>૦ | ૦<br>૧૩<br>૩૦ | ૦<br>૧૩<br>૦ | ૦<br>૧૨<br>૩૦ | ૦<br>૧૨<br>૦ | ૦<br>૧૧<br>૩૦ | ૦<br>૧૧<br>૦ | ૦<br>૧૦<br>૩૦ | ૦<br>૧૦<br>૦ | ૦<br>૯<br>૩૦ | ૦<br>૯<br>૦ | ૦<br>૮<br>૩૦ | ૦<br>૮<br>૦ | ૦<br>૭<br>૩૦ | ૦<br>૭<br>૦ | ૦<br>૬<br>૩૦ | ૦<br>૬<br>૦ | ૦<br>૫<br>૩૦ | ૦<br>૫<br>૦ | ૦<br>૪<br>૩૦ | ૦<br>૪<br>૦ | ૦<br>૩<br>૩૦ | ૦<br>૩<br>૦ | ૦<br>૨<br>૩૦ | ૦<br>૨<br>૦ | ૦<br>૧<br>૩૦ | ૦<br>૧<br>૦ | ૦<br>૦<br>૩૦ | गु૧<br>भा.<br>૨ | ऋ |
| मीन | ૦<br>૦<br>૦ | ૦<br>૨<br>૦ | ૦<br>૪<br>૦ | ૦<br>૬<br>૦ | ૦<br>૮<br>૦ | ૦<br>૧૦<br>૦ | ૦<br>૧૨<br>૦ | ૦<br>૧૪<br>૦ | ૦<br>૧૬<br>૦ | ૦<br>૧૮<br>૦ | ૦<br>૨૦<br>૦ | ૦<br>૨૨<br>૦ | ૦<br>૨૪<br>૦ | ૦<br>૨૬<br>૦ | ૦<br>૨૮<br>૦ | ૦<br>૩૦<br>૦ | ૦<br>૩૨<br>૦ | ૦<br>૩૪<br>૦ | ૦<br>૩૬<br>૦ | ૦<br>૩૮<br>૦ | ૦<br>૪૦<br>૦ | ૦<br>૪૨<br>૦ | ૦<br>૪૪<br>૦ | ૦<br>૪૬<br>૦ | ૦<br>૪૮<br>૦ | ૦<br>૫૦<br>૦ | ૦<br>૫૨<br>૦ | ૦<br>૫૪<br>૦ | ૦<br>૫૬<br>૦ | ૦<br>૫૮<br>૦ | गु૨<br>भा.<br>૧ | ध |
| | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | अंश | |

પ્રશ્ન. ૨ પેહેલા પ્રશ્નમાં કહ્યાપ્રમાણે બીજી બીના હોય અને લગ્ન ૬-૧૯-૩૭-૫૩ હોય ત્યારે રાશ્યાદિક મુંથા કેટલી થશે?

ઉત્તર. જન્મલગ્નની રાશી છમાં ગતાબ્દ ૨૧ની સંખ્યા ઉમેરી તો ૨૭ થયા, તેને બારે ભાગ્યા તો ૩ શેષ રહ્યા, જેથી ૩-૧૯-૩૭-૫૩ રાશ્યાદિક મુંથા થઇ.

## ગ્રહ તથા ભાવની દૃષ્ટિ કરવાની રીત.

વર્ષફળની દૃષ્ટિ પણ જન્મપત્રીની દૃષ્ટિની પેઠેજ સારિણી ઉપરથી લેવાય છે એટલે કે દ્રષ્ટા[1] ગ્રહને દૃશ્ય[2] ગ્રહમાંથી બાદ કરતાં જે રાશી વગેરે અંક બાકી રહે તેપ્રમાણે દૃષ્ટિપ્રવેશ સારિણીઉપરથી અવશેષ રાશીના અંશનું ફળ લેવું; અને સારિણીમાં જમણી તરફ લખેલ ગુણકથી અવશિષ્ટ[3] કળા તથા વિકળાને ગુણી ભાજકના અંકથી ભાગ લેતાં જે વિકળારૂપ આંક મળે તે ગુણક તથા ભાજક ધન હોય તો પ્રથમ લીધેલ આંકમાં પેહેલાંની પેઠે ઉમેરવા. અને ઋણ હોય તો તેમાંથી બાદ કરવા એટલે વર્ષફળના નિયમપ્રમાણે દૃષ્ટિ તૈયાર થાયછે.

વર્ષફળની દૃષ્ટિની સર્વે રીત જન્મપત્રીની દૃષ્ટિના જેવીજ છે, પણ વર્ષફળની સારિણિમાં જન્મપત્રીની સારિણી કરતાં તફાવત છે. તે એટલોજ કે રવિ, ચંદ્ર, બુધ અને શુક્રની સારિણી તથા મંગળ, ગુરૂ અને શની એ ત્રણ ગ્રહની સારિણી જન્મપત્રીમાં જૂદી છે, અને અહીં સર્વેની સરખી છે. જન્મપત્રિમાં દ્રષ્ટા ને દૃશ્યમાંથી બાદ કરતાં શેષ રાશી જો ૦-૧૦-૧૧ રહે તો કાંઈ પણ દૃષ્ટિ આવતી નથી અને અહીં ગમે તે રાશી રહે તોપણ દૃષ્ટિ આવેછે. ( દૃષ્ટિપ્રવેશ સારિણીનું કોષ્ટક પાસેના પાનાપર જુવો. )

## ગ્રહ તથા ભાવની દૃષ્ટિ કરવાનો દાખલો.

સૂર્યની ચંદ્ર ઉપર કેટલી દૃષ્ટિ છે તે જાણવાનું છે, માટે ચંદ્ર (દૃશ્ય) ૦-૪-૨૨-૩૦ માંથી સૂર્ય (દ્રષ્ટા) ૩-૮-૨૬-૯ ને બાદ કરતાં ૮-૨૫-૫૬-૨૧ થયા માટે દૃષ્ટિપ્રવેશ સારિણીઉપરથી ધનરાશીને ૨૫ સે અંશે લખેલ આંક ૦-૩૨-૩૦ લીધા, અને બાદ કરતાં રહેલ કળા ૫૬ તથા વિકળા ૨૧ ને સારિણીમાં ધનરાશીને સામે લખેલ ગુણક ૧ થી ગુણ્યા તો ૫૬-૨૧ થયા. અને ભાજકના આંક ૨ થી ભાગ લેતાં ૨૮ વિકળા મળી તે ગુણક તથા ભાજક ઋણ હોવાને લીધે સારિણીમાંથી મળેલ આંક ૦-૩૨-૩૦ માંથી બાદ કર્યા તો ૦-૩૨-૩ સૂર્યની ચંદ્ર ઉપર કળાદિક દૃષ્ટિ આવી.

સૂર્ય ૩-૮-૨૬-૯ ને પ્રથમ ભાવ ૦-૭-૨૦-૫ માંથી બાદ કર્યો તો ૮-૨૮-૫૩-૫૬ આંક આવ્યા. અને અવશિષ્ટ કળા ૫૩ તથા વિકળા ૫૬ ને સારિણી ઉપર લખેલ તેના ગુણક ૧ વડે ગુણી અને તેના ભાજકના આંક ૨ વડે ભાગ લેઈ લાધેલ અંક ૨૭ ને ગુણક તથા ભાજક ઋણ છે માટે ધનરાશીના ૨૮ મા કોઠામાં લખેલ આંક ૦-૩૧-૦ માંથી બાદ કરતાં ૦-૩૦-૩૩ થયા, તે સૂર્યની પેહેલા ભાવ ઉપર દૃષ્ટિ થઈ, એવીજરીતે ગ્રહોની પરસ્પર દૃષ્ટિ તથા બાર ભાવ ઉપર દૃષ્ટિના જન્મપત્રીની પેઠે કોઠાઓ કરવા.

---

૧ જુઓ ૩૭ પાને ટીપ. ૨ જુઓ ૩૭ પાને ટીપ. ૩ બાકી રહેલ.

### [1]પ્રથમ ભાવ અથવા તો લગ્ન ઉપર સર્વે ગ્રહોની દૃષ્ટિ.

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. | મું થા. | સરવાળો |
|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ |
| ૩૦ | ૫૪ | ૨૪ | ૪૩ | ૮ | ૧૪ | ૨૩ | ૩૬ | ૫૪ |
| ૩૩ | ૫ | ૪ | ૧૬ | ૧૬ | ૩૮ | ૨૦ | ૯ | ૨૧ |

### હર્ષસ્થાન બળ કરવાની રીત.

૧. દિવસનો વર્ષપ્રવેશ થયો હોય તો પુરૂષ[2]ગ્રહ હર્ષસ્થાનીય કહેવાય, અને રાત્રિનો વર્ષપ્રવેશ થાય ત્યારે સ્ત્રીગ્રહ[3] હર્ષસ્થાનીય[4] કહેવાય.

૨. દિવસનો વર્ષપ્રવેશ થાય અને પેહેલે બીજે કે ત્રીજે ભાવે જો પુરૂષ ગ્રહ વર્ષપ્રવેશ કુંડલીમાં આવેલ માલમ પડે તો તે હર્ષસ્થાનીય કહેવાય. સ્ત્રીગ્રહ ચોથે, પાંચમે કે છઠ્ઠે ભાવે આવે તો હર્ષસ્થાનીય કહેવાય. પુરૂષ ગ્રહો સાતમે, આઠમે કે નવમે ભાવે હોય તો પણ હર્ષસ્થાનીય કહેવાય, અને સ્ત્રીગ્રહો દશમે, અગીઆરમે તથા બારમે ભાવે આવેલા હોય તોપણ હર્ષસ્થાનીય કહેવામાં આવેછે. જો રાત્રિનો વર્ષપ્રવેશ થાતો હોય તો પેહેલે, બીજે, ત્રીજે, સાતમે, આઠમે તથા નવમે ભાવે આવેલા સ્ત્રીગ્રહો હર્ષસ્થાનીય ગણાયછે, અને ચોથે, પાંચમે છઠ્ઠે, દશમે, અગીઆરમે તથા બારમે ભાવે પુરૂષ ગ્રહો આવેલા હોય તોપણ હર્ષસ્થાનીય કહેવાયછે.

૩. સૂર્ય નવમે, ચંદ્ર ત્રીજે, મંગળ છઠ્ઠે, બુધ પેહેલે, ગુરૂ અગીઆરમે, શુક્ર પાંચમે અને શની બારમે ભાવે વર્ષપ્રવેશ કુંડલીમાં હોય તો હર્ષસ્થાનીય કહેવાયછે.

૪. જે ગ્રહ પોતાના ઉચ્ચમાં હોય અથવા તો પોતાની રાશીમાં હોય તે ગ્રહ પણ હર્ષસ્થાનીય કહેવાયછે.

ઉપરમુજબ ૪ હર્ષસ્થાન જ્યોતિષશાસ્ત્રમાં કહેલાં છે. જે ગ્રહો વર્ષપ્રવેશની કુંડલીમાં તપાસ કરતાં હર્ષસ્થાનીય ઠરે તે ગ્રહોનું કળા પાંચનું બળ લેવામાં આવેછે. અને તે બળ કોષ્ટકમાં જૂદું જૂદું માંડી તેનો સરવાળો કરવાથી હર્ષસ્થાનકનું બળ તૈયાર થાયછે.

### હર્ષસ્થાનીય બળનું ઉદાહરણ.

ચાલતા ઉદાહરણમાં રાત્રિનું વર્ષ બેઠું છે, એટલે પુરૂષગ્રહોનું કંઈ પણ બળ આવશે નહીં બાકી સર્વે સ્ત્રીગ્રહો પેહેલી કલમપ્રમાણે હર્ષસ્થાનીય ઠરેછે. તેથી સ્ત્રીગ્રહોનું પાંચ કળાનું બળ આવ્યું, તે હર્ષસ્થાન બળના કોઠાના બીજા ખાનામાં દાખલ કરેલછે.

વર્ષપ્રવેશ કુંડલીમાં ચંદ્ર પેહેલે ભાવે અને શુક્ર તથા શની ત્રીજે ભાવે છે, અને તેઓ સ્ત્રીગ્રહો છે, માટે કલમ બીજી પ્રમાણે હર્ષસ્થાનીય ઠર્યા. જેથી તેનું પણ કળા પાંચનું બળ આવ્યું; અને સૂર્ય ચોથે ભાવે, બુધ પાંચમે ભાવે તથા ગુરૂ અને મંગળ છઠ્ઠે ભાવે વર્ષપ્રવેશ કુંડલીમાં આવેલા છે, અને બુધ શિવાયના, બીજા પુરૂષ ગ્રહો છે, વાસ્તે તેઓ પણ બીજી કલમથી હર્ષસ્થાનીય થયા, જેથી સૂર્ય, મંગળ તથા ગુરૂનું પણ પાંચ

---

૧ પેહેલા ભાવ ઉપરની દૃષ્ટીનું આગળ પ્રયોજન પડશે માટે લખી છે. ૨. સૂર્ય, મંગળ અને ગુરૂ. ૩. ચંદ્ર, બુધ, શુક્ર, શની. ૪. હર્ષસ્થાનમાં આવેલા.

# ઉચ્ચબલસારિણીગુણક૧ભાજકફલ

| | | | | | | | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૨ | ૨ | ૨ | ૨ | ૨ |
| ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ |
| ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ |
| ૨ | ૨ | ૨ | ૨ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૩ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૫ |
| ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ |
| ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ |
| ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૫ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૬ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ | ૭ |
| ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ |
| ૬૯ | ૭૦ | ૭૧ | ૭૨ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ | ૮૧ | ૮૨ | ૮૩ | ૮૪ | ૮૫ | ૮૬ | ૮૭ | ૮૮ | ૮૯ | ૯૦ | ૯૧ |
| ૭ | ૭ | ૭ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૧૦ | ૧૦ |
| ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ |
| ૯૨ | ૯૩ | ૯૪ | ૯૫ | ૯૬ | ૯૭ | ૯૮ | ૯૯ | ૧૦૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |
| ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ |
| ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ |
| ૧૨ | ૧૨ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૩ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૪ | ૧૫ | ૧૫ | ૧૫ |
| ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ |
| ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ |
| ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૫ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૬ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ | ૧૭ |
| ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ |
| ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ | ૬૫ | ૬૬ | ૬૭ | ૬૮ | ૬૯ | ૭૦ | ૭૧ | ૭૨ | ૭૩ | ૭૪ | ૭૫ | ૭૬ | ૭૭ | ૭૮ | ૭૯ | ૮૦ | | | |
| ૧૭ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૮ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૧૯ | ૨૦ | | | |
| ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | ૭ | ૧૪ | ૨૦ | ૨૭ | ૩૪ | ૪૦ | ૪૭ | ૫૪ | ૦ | | | |

કળાનું હર્ષબળ મળ્યું. તે તેના કોઠાના ત્રીજા ખાનામાં દાખલ કરેલુંછે, અને બુધ બીજી કલમથી હર્ષસ્થાનીય ઠરી શકતો નથી; માટે તેનું બળ કંઇ પણ મળ્યું નહીં.

વર્ષપ્રવેશ ચક્રમાં મંગળ છઠ્ઠે ભાવે આવેલ છે, તેથી તે ત્રીજી કલમ મુજબ હર્ષ-સ્થાનીય થયો, અને તે સિવાય બીજા કોઈ ગ્રહ ત્રીજી કલમપ્રમાણે હર્ષસ્થાનીય થઇ શક્તા નથી માટે મંગળસિવાય બીજા કોઇ ગ્રહનું બળ મળ્યું નહીં.

વર્ષપ્રવેશકુંડલીમાં કોઇ પણ ગ્રહ ઉચ્ચનો અથવા પોતાની રાશીનો જોવામાં આવતો નથી, જેથી કલમ ચોથી પ્રમાણે હર્ષસ્થાનીય બળ પાંચકળાનું મળી શકયું નહીં, માટે હર્ષ-સ્થાન બળના કોઠાના પાંચમાં ખાનામાં સર્વે ગ્રહોના બળને ઠેકાણે ૦ દાખલ કરેલ છે.

## હર્ષસ્થાનીય બળકોષ્ટક.

| સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ગ્રહ. |
|---|---|---|---|---|---|---|---|
| ૦<br>૦ | ૫<br>૦ | ૦<br>૦ | ૫<br>૦ | ૦<br>૦ | ૫<br>૦ | ૫<br>૦ | ૧ |
| ૫<br>૦ | ૫<br>૦ | ૫<br>૦ | ૦<br>૦ | ૫<br>૦ | ૫<br>૦ | ૫<br>૦ | ૨ |
| ૦<br>૦ | ૦<br>૦ | ૫<br>૦ | ૦<br>૦ | ૦<br>૦ | ૦<br>૦ | ૦<br>૦ | ૩ |
| ૦<br>૦ | ૦<br>૦ | ૦<br>૦ | ૦<br>૦ | ૦<br>૦ | ૦<br>૦ | ૦<br>૦ | ૪ |
| ૫<br>૦ | ૧૦<br>૦ | ૧૦<br>૦ | ૫<br>૦ | ૫<br>૦ | ૧૦<br>૦ | ૧૦<br>૦ | સરવાળો. |

## ઉચ્ચનું બળ કહાડવાની રીત તથા તેનું ઉદાહરણ.

સૂર્યાદિ ગ્રહોમાંથી તેમનાં પોતપોતાનાં નીચ[1] બાદ કરવાં, બાદ કરતાં રાશી ૬ થી વધારે શેષ રહે તો તે આંકને બાર રાશીમાંથી બાદ કરવા. અને બાકી રહેલ રાશીના અંશ[2] કરી ઉચ્ચ બળ સારિણીમાંથી અંશપ્રમાણે કોઠાના આંક લેવા, તથા સારિણી ઉપર લખેલ ગુણકથી અવશિષ્ટ કળાને ગુણતાં અને ભાજકથી ભાગ લેતાં જે વિકળાના આંક મળે તેને કોઠામાંથી લીધેલ અંકમાં હમેશાં મેળવવા; એટલે ઉચ્ચ બળ તૈયાર થાયછે. (ઊચ્ચ બળની સારિણીનું કોષ્ટક પાસેના પાનાપર જુવો.)

રાશ્યાદિ સૂર્ય ૩–૮–૨૬–૯ માંથી સૂર્યનું નીચ ૬–૧૦–૦–૦ બાદ કરતાં ૮–૨૮–૨૬–૯ થયા તે રાશી ૬ કરતાં વધારેછે માટે તેને રાશી ૧૨ માંથી બાદ કર્યા તો ૩–૧–૩૩–૪૧ આવ્યા. તેના અંશ કર્યા તો ૯૧–૩૩–૪૧ થયા. માટે ઉચ્ચબળની સારિણીમાંથી ૯૧ મા અંશના કોઠાના આંક ૧૦–૭ લીધા. તથા અવશિષ્ટકળા ૩૩ ને સારિણીમાં લખેલ ગુણક ૧ થી ગુણતાં અને ભાજકના અંક ૯ થી ભાગ દેતાં ૩ લાધા તે કોઠાના આંક ૧૦–૭ માં મેળવ્યાથી ૧૦–૧૦ થયા તે સૂર્યનું કળાદિક ઉચ્ચ બળ આવ્યું.

એ પ્રમાણે બીજા ગ્રહોનું ઉચ્ચ બળ તૈયાર કરી આગળ પાને ૮૧ પંચવર્ગીય

---

૧ જુઓ પાને ૨૦ કોષ્ટક. ૨ પાને ૪૬ ટીપ.

બળના કોષ્ટકમાં દાખલ કરેલું છે, કારણ કે ગ્રહોનું ઉચ્ચ બળ લેવામાં આવેછે તે પણ પંચવર્ગીય બળના પેટામાં ગણાયછે.

## હદ્દાના સ્વામી કરવાની સારિણી.

| મેષ | વૃષભ | મિથુન | કર્ક | સિંહ | કન્યા | તુળા | વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૬ ગુ. | ૮ શુ. | ૬ બુ. | ૭ મં. | ૬ ગુ. | ૭ બુ. | ૬ શ. | ૭ મં. | ૧૨ ગુ. | ૭ બુ. | ૭ બુ. | ૧૨ બુ. |
| ૬ શુ. | ૬ બુ. | ૬ શુ. | ૬ શુ. | ૫ શુ. | ૧૦ શુ. | ૮ બુ. | ૪ શુ. | ૫ શુ. | ૭ ગુ. | ૬ શુ. | ૮ ગુ. |
| ૮ બુ. | ૮ ગુ. | ૫ ગુ. | ૬ બુ. | ૭ શ. | ૪ ગુ. | ૭ ગુ. | ૮ બુ. | ૪ બુ. | ૮ શુ. | ૭ ગુ. | ૩ બુ. |
| ૫ મં. | ૫ શ. | ૭ મં. | ૭ ગુ. | ૬ બુ. | ૭ મં. | ૭ શુ. | ૫ ગુ. | ૫ મં. | ૪ શ. | ૫ મં. | ૮ મં. |
| ૫ શ. | ૩ મં. | ૬ શ. | ૪ શ. | ૬ મં. | ૨ શ. | ૨ મં. | ૬ શ. | ૪ શ. | ૫ મં. | ૫ શ. | ૨ શ. |

ઉપરની હદ્દાની સારિણીમાં ૧૨ રાશી અને તેની નીચે અંશના આંક ખાનાં પાંચમાં આપેલા છે, તે અંશ ૩૦ કરતાં વધારે થાય નહિ માટે અંશના અંકોનો સરવાળો કરીશું તો દરેક રાશીની નીચે ૩૦ અંકનોજ આવશે. અંશના અંક સાથે અંશના સ્વામી લખેલા છે, તે ઉપરથી ગ્રહોના સ્વામી કરવાની રીત એવી છે કે, કોઈપણ ગ્રહ મેષરાશીમાં અંશ ૬ ની અંદર હોય તો તેનો સ્વામી હદ્દામાં ગુરૂ થાયછે. અંશ ૬ કરતાં વધારે, અને બારની અંદર હોય તો તેનો સ્વામી શુક્ર, અંશ ૧૨ કરતાં વધારે અને ૨૦ ની અંદર હોય તો તેનો સ્વામી બુધ, અંશ ૨૦ કરતાં વધારે અને ૨૫ ની અંદર હોય તો તેનો સ્વામી મંગળ અને અંશ ૨૫ થી વધારે હોય તો મેષરાશીની નીચે છેવટના ખાનામાં લખેલ છેલ્લા પાંચ અંશનો સ્વામી શની છે તેજ હદ્દામાં સ્વામી થાયછે; એજ રીતે વૃષભ વગેરે રાશી નીચેના અંશ તથા સ્વામીની પણ સમજ જાણવી.

## હદ્દાના સ્વામી કરવાનું ઉદાહરણ.

સૂર્ય ૩–૮–૨૬–૯ છે માટે હદ્દાની સારિણીમાં કર્કરાશી નીચે પેહેલાં ખાનામાં ૭ અંશ છે. અને તેનો સ્વામી મંગળ કરેલ છે, તે હદ્દામાં સૂર્યનો સ્વામી સંભવે નહિં. કેમકે અહીં સૂર્યના અંશ (૮) સાત કરતાં વધારે છે અને કર્કરાશી નીચે લખેલ બીજા ખાનામાં ૬ અંશનો સ્વામી શુક્ર કરેલ છે તેથી ૭ અંશ પછી તે તેર અંશ લગણ કર્કરાશીમાં શુક્રજ સ્વામી થાયછે. એજ કારણથી અહીં પણ કર્કરાશીમાં સૂર્ય ૭ અંશથી વધારે ને ૧૩ ની અંદર હોવાથી તેનો હદ્દામાં સ્વામી શુક્ર થયો.

ચંદ્ર ૦–૪–૨૨–૩૦ સ્પષ્ટ થયોછે. અને મેષરાશીના અંશ ૬ લગણ તેનો સ્વામી ગુરૂ સારિણીમાં લખેલ છે તે વાસ્તે ચંદ્રનો હદ્દામાં સ્વામી ગુરૂ થયો. એવી રીતે મંગળ વગેરે સર્વે ગ્રહોના હદ્દામાં જે સ્વામી મળ્યા તે દ્રેષ્કાણ તથા નવમાંશના સ્વામી સાથે નીચેના કોઠામાં દાખલ કરેલા છે.

જન્મપત્રીમાં દ્રષ્કાણુ તથા નવમાંશ કરવાની રીતિ સારિણી ઉપરથી દર્શાવેલીછે. અને તેના સ્વામી લેવાની રીત પણ ત્યાંજ બતાવવામાં આવીછે. તેમાંથી અહીં દ્રષ્કાણુ તથા નવમાંશ કુંડલીનું કંઇ પ્રયોજન નથી. માટે ફક્ત સારિણી ઉપરથી દ્રષ્કાણુમાં અને નવમાંશમાં ગ્રહોના જે સ્વામી મળે તેને કોષ્ટકમાં હદ્દાના સ્વામી સાથે વર્ષફળમાં દાખલ કરવા રિવાજ ચાલેછે. તેથી આ નીચેના કોષ્ટકમાં હદ્દાના સ્વામીની નીચે દ્રષ્કાણુ તથા નવમાંશના સ્વામી પેહેલાની રીતે જે મળ્યા છે તે સર્વે દાખલ કર્યા છે.

## હદ્દાની રાશીના સ્વામીનું કોષ્ટક.

| સૂર્ય. | ચંદ્ર. | મંગળ | બુધ. | ગુરૂ. | શુક્ર. | શની. | ગ્રહો. |
|---|---|---|---|---|---|---|---|
| શુક્ર. | ગુરૂ. | ગુરૂ. | ગુરૂ. | શુક્ર. | શુક્ર. | શની. | હદ્દાપ્રમાણે ગ્રહોની રાશીના સ્વામી. |
| ચંદ્ર. | મંગળ | શની. | સૂર્ય. | શની. | બુધ. | ગુરૂ. | દ્રષ્કાણુપ્રમાણે ગ્રહોની રાશીના સ્વામી. |
| બુધ. | શુક્ર. | બુધ. | શુક્ર. | મંગળ | ગુરૂ. | શુક્ર. | નવમાંશ પ્રમાણે ગ્રહોની રાશીના સ્વામી. |

## પંચવર્ગીય બળ કરવાની રીત.

૧ ઉચ્ચબળ. ૨ વર્ષપ્રવેશ સમયે ગ્રહની રાશીના સ્વામી ઉપરથી આણેલ (સ્થાનબળ) બળ. ૩ હદ્દાના સ્વામી ઉપરથી કરેલ બળ, ૪ દ્રષ્કાણુના સ્વામી ઉપરથી કરેલ બળ, અને ૫ નવમાંશના સ્વામી ઉપરથી કરેલ બળ, એમ પાંચ તરેહનાં બળને પંચવર્ગીય બળ જોષિયો કહેછે.

अ ઉચ્ચબળની રીતિ બતાવવામાં આવીછે.

આ વર્ષપ્રવેશ કુંડલીમાં જે ગ્રહ પોતાની રાશીનો હોય તેનું ૩૦ કળાનું બળ થાય. જે ગ્રહ મિત્રની રાશીનો હોય તેનું ૨૨ કળાનું તથા ૩૦ વિકળાનું, જે ગ્રહ સમની રાશીમાં હોય તેનું ૧૫ કળાનું, અને જે ગ્રહ શત્રુગ્રહની રાશીમાં હોય તેનું ૭ કળા તથા ૩૦ વિકળાનું બળ થાયછે.

इ હદ્દામાં જે ગ્રહનો સ્વામી પોતા સિવાય બીજો નહોય તેવા ગ્રહનું બળ ૧૫-૦ થાયછે. હદ્દામાં જે ગ્રહસ્વામી દાખલ કરેલા છે તેમાંથી જે ગ્રહનો સ્વામી પોતાનોજ મિત્ર ગ્રહ હોય તો તેનું બળ ૧૧-૧૫ સમગ્રહ સ્વામી હોય તો ૭-૩૦ અને શત્રુગ્રહ સ્વામી હોય તો ૩-૪૫ થાયછે.

क દ્રષ્કાણુમાં જે ગ્રહનો સ્વામી પોતેજ હોય, તેનું ૧૦-૦ જે ગ્રહનો સ્વામી મિત્રગ્રહ હોય તેનું ૭-૩૦ નું, જે ગ્રહનો સ્વામી સમગ્રહ હોય તેનું ૫-૦ નું અને જે ગ્રહનો સ્વામી શત્રુગ્રહ હોય તેનું ૨-૩૦ બળ થાયછે.

ग નવમાંશમાં જે ગ્રહનો સ્વામી પોતાસિવાય બીજો આવે નહિ તેવા ગ્રહનું બળ ૫-૦ જે ગ્રહનો સ્વામી મિત્રગ્રહ હોય તેનું બળ ૩-૪૫ નું, જે ગ્રહનો સ્વામિ સમ-

ગ્રહ હોય તેનું ૨-૩૦, અને જે ગ્રહનો સ્વામી પોતાનો શત્રુગ્રહ હોયતો તેનું બળ ૧ કળા તથા ૧૫ વિકળાનું થાયછે.

ઉપર પ્રમાણે દરેક ગ્રહનું પંચવર્ગીય બળ કરી તેને જૂદુ જૂદું કોષ્ટકના ખાનામાં દાખલ કરી તેનો સરવાળો કરવાથી પંચવર્ગીયબળ તૈયાર થાયછે.

## પંચવર્ગીયબળ કરવાનો દાખલો.

| વર્ષફળમાં મિત્રવગેરે નીચેના કોષ્ટકમાં લખેલાં છે તે ઉપયોગી કરવા. જન્મપત્રીના નહીં. | | | | | | | | ક્રમપ્રમાણે હદ્દાદિકનાં બળનું કોષ્ટક. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ગ્રહો. | સ્વગ્રહ | મિત્ર. | સમ. | શત્રુ | |
| ચં. | સૂ.ગુ. | શ. | શ. | શ. | ચં.સૂ. | મં.બુ.<br>ગુ. | મિત્ર. | ૩૦<br>૦ | ૨૨<br>૩૦ | ૧૫<br>૦ | ૭<br>૩૦ | સ્વસ્થાન. |
| મં.બુ.<br>ગુ.શુ. | શ. | સૂ.શુ. | સૂ.શુ. | સૂ.બુ.<br>શ. | મં.બુ.<br>ગુ.શ. | ચં.શુ. | સમ. | ૧૫<br>૦ | ૧૧<br>૧૫ | ૭<br>૩૦ | ૩<br>૪૫ | હદ્દાપ્રમાણે |
| શ. | મં.બુ.<br>ગુ. | ચં.બુ.<br>ગુ. | ચં.મં.<br>ગુ. | ચં.મં.<br>શુ. | ૦ | સૂ. | શત્રુ. | ૧૦<br>૦ | ૭<br>૩૦ | ૫<br>૦ | ૨<br>૩૦ | દ્રેષ્કાણ ,, |
| | | | | | | | | ૫<br>૦ | ૩<br>૪૫ | ૨<br>૩૦ | ૧<br>૧૫ | નવમાંશ ,, |

વર્ષપ્રવેશ કુંડલીમાં સૂર્ય કર્કરાશીનો હોવાથી તેનો સ્વામી ચંદ્ર થયો, અને ચંદ્ર સૂર્યનો મિત્રાદિકના કોઠામાં મિત્ર કરેલ છે માટે આની કલમપ્રમાણે સૂર્યનું બળ ૨૨ કળા અને ૩૦ વિકળાનું મળ્યું. એવીજ રીતે આની કલમપ્રમાણે ચંદ્ર વગેરાનું બળ કરી પંચવર્ગીય બળના કોઠાના ૩ જા ખાનામાં દાખલ કરેલું છે.

હદ્દામાં સૂર્યનો સ્વામી શુક્ર કરેલો છે, અને શુક્ર મિત્રાદિકના કોઠામાં સૂર્યનો સમ કરેલો છે, માટે इની કલમ મુજબ સમનું બળ ૭-૩૦ છે તેજ સૂર્યનું થયું. અને એજ પ્રમાણે इની કલમથી હદ્દામાં ચંદ્રાદિકનું જે બળ મળ્યું તે પંચવર્ગીય બળના કોઠાના ખાના ચોથામાં દાખલ કરેલ છે.

દ્રેષ્કાણમાં સૂર્યનો સ્વામી ચંદ્ર છે, એમ હદ્દાદિકના સ્વામીનો કોઠો તપાસતાં માલમ થાયછે, અને સૂર્યનો ચંદ્ર મિત્ર છે, તે કારણ क્ની કલમ મુજબ સૂર્યનું દ્રેષ્કાણમાં ૭ કળા ને ૩૦ વિકળાનું બળ થયું. એવીજ રીતે દ્રેષ્કાણમાં બીજા ગ્રહોનું બળ તૈયાર કરી પંચવર્ગીય બળના કોઠાના પાંચમા ખાનામાં દાખલ કરેલ છે.

નવમાંશમાં સૂર્યનો સ્વામી બુધ છે, એમ હદ્દાદિકના સ્વામીનો કોઠો જોતાં ખાત્રી થાયછે. અને સૂર્યનો બુધ સમ છે, માટે गની કલમ પ્રમાણે નવમાંશમાં સૂર્યનું બળ ૨-૩૦ થાયછે. એપ્રમાણે બીજા ગ્રહોનું પણ બળ ग કલમપ્રમાણે તૈયાર કરી પંચવર્ગીય બળના કોઠાના છેવટના છઠ્ઠા ખાનામાં દાખલ કરવામાં આવ્યું છે.

## પંચવર્ગીય બળ કોષ્ટક.

| સૂ. | ચં. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ગ્રહો. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦<br>૧૦ | ૧૬<br>૪૯ | ૫<br>૪૨ | ૧૬<br>૨૬ | ૧૨<br>૩૭ | ૧૨<br>૧૪ | ૭<br>૭ | ઉચ્ચ બળ. |
| ૨૨<br>૩૦ | ૭<br>૩૦ | ૭<br>૩૦ | ૧૫<br>૦ | ૭<br>૩૦ | ૭<br>૩૦ | ૨૨<br>૩૦ | સ્થાન બળ. |
| ૭<br>૩૦ | ૩<br>૪૫ | ૩<br>૪૫ | ૩<br>૪૫ | ૭<br>૩૦ | ૧૫<br>૦ | ૧૫<br>૦ | હદ્દા બળ. |
| ૭<br>૩૦ | ૨<br>૩૦ | ૭<br>૩૦ | ૫<br>૦ | ૭<br>૩૦ | ૫<br>૦ | ૫<br>૦ | દ્રેષ્કાણ બળ. |
| ૨<br>૩૦ | ૩<br>૪૫ | ૧<br>૧૫ | ૩<br>૪૦ | ૧<br>૧૫ | ૨<br>૩૦ | ૨<br>૩૦ | નવમાંશ બળ. |
| ૫૦<br>૧૦ | ૩૪<br>૧૯ | ૨૫<br>૪૨ | ૪૧<br>૪૧ | ૩૬<br>૨૨ | ૪૨<br>૧૪ | ૫૨<br>૭ | બળનો સરવાળો. |

## ત્રિરાશિના સ્વામી કરવાનું કોષ્ટક.

| મે. | વૃ. | મિ. | ક. | સિં. | ક. | તુ. | વૃ. | ધ. | મ. | કું. | મી. | રાશી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સૂ. | શુ. | શ. | શુ. | ગુ. | ચં. | બુ. | મં. | શ. | મં. | ગુ. | ચં. | દિવસના. |
| ગુ. | ચં. | બુ. | મં. | સૂ. | શુ. | શ. | શુ. | શ. | મં. | ગુ. | ચં. | રાત્રિના. |

ઉપરના કોઠામાં બાર રાશીની નીચે પેહેલાં તથા બીજા ખાનામાં ત્રિરાશીના સ્વામી દિવસ તથા રાત્રિના જૂદા જૂદા આપેલા છે, તે ઉપરથી એ બેઉની સમજણ એવી છે કે વર્ષ પ્રવેશ થતી વેળાએ મેષ લગ્ન હોય અને દિવસમાં વર્ષ પ્રવેશ થયો હોય તો ત્રિરાશીનો સ્વામી મેષરાશીની નીચેના ખાનામાં લખેલ (સૂર્ય) ગ્રહ થાયછે. અને રાત્રિનું વર્ષ બેસે તથા મેષ લગ્ન હોય ત્યારે મેષરાશીની નીચે બીજા ખાનામાં લખેલ ગુરૂ ત્રિરાશીનો સ્વામી થાયછે. એ પ્રમાણેજ સર્વે રાશી નીચેના ગ્રહો ઉપરથી તથા દિવસ રાત્રિના વિભાગ ઉપરથી ત્રિરાશીના સ્વામી કરી લેવા.

### ઉદાહરણ.

વર્ષ પ્રવેશ રાત્રિનો થયો છે અને વર્ષ પ્રવેશ થતી વેળાએ મેષ લગ્ન આવેલું છે. માટે મેષ રાશીની નીચે રાત્રિમાં લખેલ ગુરૂ ત્રિરાશીનો સ્વામી ઠર્યો.

### લઘુ પંચવર્ગી તથા વર્ષના સ્વામી કરવાની રીત.

૧ જન્મલગ્નની[1] રાશીનો સ્વામી, વર્ષ લગ્નની રાશીનો સ્વામી મુંથાની રાશીનો

---

[1] જન્મકુંડલીમાં જોવાથી જન્મલગ્નની રાશીના સ્વામીનું નક્કી થશે.

સ્વામી, ત્રિરાશીનો સ્વામી અને સમયનો[1] સ્વામી એ પાંચ ગ્રહોને અધિકારી તથા લઘુ પંચવર્ગીના પતિ કહેવામાં આવેછે. અને એમાંથી જે ગ્રહ સર્વ કરતાં બળવાન હોય તથા લગ્નને પૂર્ણ દેખતો હોય તો તે વર્ષનો સ્વામી થઈ શકેછે.

અ સર્વ કરતાં જે ગ્રહ બળવાન[2] હોય, પણ જો લગ્નને પૂર્ણ દેખતો ન હોય તો તે વર્ષ સ્વામી થવાને લાયક ગણાણો નથી. પણ પંચવર્ગી પતિમાંથી જે ગ્રહ લગ્નને પૂર્ણ દેખતો હોય અને તે અલ્પ બળવાન હોય તોપણ વર્ષનો સ્વામી તે ગણાયછે.

૬ લઘુ પંચવર્ગીમાં આવેલા કોઇ બે ગ્રહ બળથી સરખા હોય તો જેની દૃષ્ટિ લગ્ન ઉપર વધારે હોય તે વર્ષનો સ્વામી થાયછે. અને લગ્નને સમાન દૃષ્ટિથી જોતા હોય તથા બળમાં પણ સરખા હોય તો તે બેમાંથી એકપણ વર્ષનો સ્વામી થાય નહીં, અને જો દિવસમાં વર્ષ પ્રવેશ હોય તો સૂર્ય વર્ષ સ્વામી થાયછે. અને રાત્રિનો હોય તો ચંદ્ર વર્ષ સ્વામી થાયછે. કદાચ જો પંચવર્ગીય પતિમાં સૂર્ય તથા ચંદ્ર આવેલા ન હોય તો ત્રિરાશીનો સ્વામીજ વર્ષનો સ્વામી થાયછે.

## લઘુ પંચવર્ગી તથા વર્ષના સ્વામી કરવાનો દાખલો.

ચાલુ ઉદાહરણમાં જન્મલગ્નનો સ્વામી [3]શુક્ર છે, વર્ષલગ્નનો સ્વામી [4]મંગળ છે મુંથાની રાશીનો સ્વામી ચંદ્ર છે[5] ત્રિરાશીનો સ્વામી ગુરૂ છે.[6] અને વર્ષપ્રવેશ રાત્રિનો હોવાથી ચંદ્રની રાશીનો (વર્ષપ્રવેશચક્રમાં) સ્વામી મંગળ છે, તેજ સમય સ્વામી થયો. એપ્રમાણે શુક્ર, મંગળ, ચંદ્ર, ગુરૂ અને મંગળ એ પાંચ ગ્રહ લઘુ પંચવર્ગીના પતિ, અથવા તો અધિકારી થયા. તેને નીચેના કોઠામાં દાખલ કરેલાછે; અને તે કોઠાના ત્રીજા ખાનામાં તેજ ગ્રહોની પેહેલા ભાવઉપર જે દૃષ્ટિ આવેલી છે તેના આંક લખેલા છે.

ઉપર જે પાંચ ગ્રહો લઘુ પંચવર્ગીના પતિ થયા તેમાં સર્વ કરતાં બળવાન શુક્ર થયોછે, તથાપિ તે લગ્નને પૂર્ણ દેખતો નથી, માટે તે વર્ષ સ્વામી થઇ શકયો નહિ, અને ચંદ્ર તે કરતાં ઓછા બળવાળો છે, તોપણ લગ્નને પૂર્ણ દેખેછે, વાસ્તે તે વર્ષનો સ્વામી થયો.

### લઘુ પંચવર્ગીય.

| જન્મલગ્ન પતિ. | વર્ષલગ્ન પતિ. | મુંથાપતિ | ત્રિરાશી પતિ. | સમય પતિ. | ગ્રહો. |
|---|---|---|---|---|---|
| શુક્ર. | મંગળ. | ચંદ્ર. | ગુરૂ. | મંગળ. | પંચવર્ગીના પતિ |
| ૦<br>૧૪<br>૩૮ | ૦<br>૨૪<br>૪ | ૦<br>૫૪<br>૫ | ૦<br>૮<br>૧૫ | ૦<br>૨૪<br>૪ | પેહેલે ભાવેદૃષ્ટિ. |

---

૧ દિવસમાં વર્ષ પ્રવેશ થાય તો સૂર્યની રાશીનો સ્વામી, અને રાત્રિનો થાય તો ચંદ્રની રાશીનો સ્વામી સમયનો સ્વામી થાયછે. ૨ આની તપાસ પંચવર્ગીયના કોઠામાં કરવી. ૩ પાને ૭૪ જન્મલગ્નમાં જુઓ. ૪ પાને ૭૪ વર્ષપ્રવેશ કુંડલી જુઓ. ૫ પાને ૭૫ પ્રશ્ન બીજું જુઓ. ૬ પાને ૮૧ દાખલો જુઓ.

## ત્રિપતાકાચક્ર કરવાની રીત.

ત્રિપતાકાચક્ર પ્રથમ તૈયાર કરી તેમાં ઉપરના ભાગમાં વર્ષનું જે લગ્ન હોય તેજ લગ્ન તથા દરેક ખૂણે બીજી રાશીઓ લખવી. અને જેટલાંમું વર્ષ બેઠું હોય તેને ૪ થી ભાગ દેતાં શેષાંક જે રહે તેપ્રમાણે અંક જન્મના દરેક ગ્રહની રાશીમાં ઉમેરતાં જે રાશીઓ થાય તે રાશીઓના સર્વે ગ્રહ ત્રિપતાકાચક્રમાં કરવા, પણ ચંદ્ર, મંગળ અને રાહુ એપ્રમાણે ફેરફારથી ત્રિપતાકાચક્રમાં યથાર્થ આવતા નથી; માટે ચંદ્ર કરવો હોયતો વર્ષની સંખ્યાને ૯ ભાગતાં જે શેષાંક રહે તેપ્રમાણે જન્મના ચંદ્રની રાશીમાં આંક વધાર્યાથી ચંદ્રની જે રાશી આવે તેજ રાશી ત્રિપતાકાચક્રમાં તેની કરવી, અને મંગળ તથા રાહુ કરવા હોયતો વર્ષની સંખ્યાને ૬ એ ભાગતાં શેષ રહે તેપ્રમાણે જન્મની રાશીમાં વધાર્યાથી મંગળ તથા ઘટાડ્યાથી રાહુ ત્રિપતાકાચક્રમાં થશે.

## ત્રિપતાકા ચક્ર.




વર્ષપ્રવેશ કુંડલીમાં મેષલગ્ન છે, માટે ઉપરના ત્રિપતાકા ચક્રમાં ઉપરને ભાગે મેષલગ્ન લખેલુંછે, અને ચાલુ ઉદાહરણમાં વર્ષપ્રવેશની સંખ્યા ૨૨ ની છે, તેને ચારે ભાગતાં શેષાંક ૨ રહેછે, તેપ્રમાણે ચંદ્ર મંગળને રાહુ સિવાયના જન્મગ્રહોની રાશીમાં વધારો કરતાં સૂર્ય કન્યાનો, બુધ કન્યાનો, ગુરૂ કુંભનો, શુક્ર કર્કનો, અને શની ધનનો થાયછે. તેમજ વર્ષની સંખ્યા ૨૨ ને ૯ થી તથા ૬ થી ભાગતાં ૪ શેષ રહ્યા, તેપ્રમાણે જન્મના ચંદ્રની તથા મંગળની રાશીમાં વધારો ને રાહુનીમાં ઘટાડો કર્યો તો વૃશ્ચિકનો ચંદ્ર, ધનનો મંગળ અને મિથુનનો રાહુ થયો, એવીરીતે સૂર્ય વગેરે ગ્રહોની જે રાશીઓ મળી તે રાશીના ગ્રહો ઉપરના ત્રિપતાકાચક્રમાં દાખલ કરેલાછે.

ત્રિપતાકાચક્રમાં એક રેખામાં સામસામા ગ્રહો આવે તો તે ગ્રહોનો વેધ થયો એમ ગણાયછે. જેમકે વૃશ્ચિકનો ચંદ્ર તથા ધનનો મંગળ એ બન્ને એક રેખામાં છે, માટે તે બે ગ્રહનો પરસ્પર વેધ થયો; તેમજ સૂર્ય તથા બુધનો ગુરૂ સાથે વેધ થયોછે. આ વેધવિષે જ્યોતિષમાં એમ લખ્યુંછે કે ચંદ્ર અને રાહુનો વેધ આવેતો વર્ષમાં નેષ્ટ ફળ થાયછે. સૂર્ય અને રાહુનો તથા મંગળ અને રાહુનો વેધ પણ ખરાબ ગણાય છે. ટુંકામાં કહીએ તો શુભ ગ્રહોનો વેધ સારો કહેવાય, ક્રૂર ગ્રહોનો વેધ નઠારો કહેવાય. અને એક ક્રૂરગ્રહ સાથે બીજા શુભ ગ્રહોનો વેધ સાધારણ કહેવાયછે.

## માસપ્રવેશ કરવાની રીત.

વર્ષપ્રવેશના સૂર્યની રાશીમાં એક રાશી ઉમેરતાં જેપ્રમાણે રાશ્યાદિ સૂર્ય આવે તે પ્રમાણે સ્પષ્ટ સૂર્ય જે દિવસે થાય તે દિવસ પેહેલા માસનો પ્રવેશ થાયછે. વર્ષપ્રવેશના સૂર્યમાં બે રાશી ઉમેરીએ એટલે બીજા માસ પ્રવેશનો સૂર્ય થાયછે, એમ અનુક્રમે એક એક ચઢતી રાશી ઉમેરવાથી દરેક માસ પ્રવેશના સૂર્ય થાયછે; પણ તેવો સૂર્ય કયા મહિનાની કઇ તિથિએ અને કયે વખતે થશે તે જાણવું અગત્યનું છે, કેમકે માસપ્રવેશના સૂર્યને સમાન સૂર્ય જે તિથિએ જે વારે તથા જે વખતે થાય તે વખતે તે મહિનાનો પ્રવેશ થાયછે.

માસપ્રવેશનો જે રાશ્યાદિક સૂર્ય રાશી ઉમેરવાથી આવે તેને રાશી તથા અંશથી તમામ મળતો સૂર્ય પેહેલાં બતાવેલ રવિ કોષ્ટકમાં જે ગણની નીચે જોવામાં આવે તે ગણની નીચેના સૂર્યના આંક લેવા. અને માસપ્રવેશ સૂર્યના રાશ્યાદિક આંક સાથે તે સૂર્યના રાશ્યાદિક આંકની બાદબાકી કરવી. આપ્રમાણે બાદબાકી કરતાં જે કળા તથા વિકળા અવશેષ રહે તેને ૬૦ ગુણી કોઠાના સૂર્યની નીચે લખેલ ગતિથી ભાગ આપતાં જે ઘડી તથા પળ મળે તે કાયમ રાખવાં અને પેહેલાંની રીતિ મુજબ ચાલુ શાલનો અબ્દપ કરી તેના ઘડી તથા પળમાં ઉપર મળેલ ઘડી તથા પળના આંક જો કોષ્ટકનો સૂર્ય માસ પ્રવેશ સૂર્ય કરતાં ન્યૂન હોયતો ઉમેરવા અને અધિક હોયતો બાદ કરવા. એટલે માસપ્રવેશનાં ઘડી તથા પળ થાયછે; અને જે ગણની નીચેનો સૂર્ય માસ પ્રવેશના સૂર્ય સાથે રાશી અંશથી મળતો આવેલ હોય તે ગણની સંખ્યામાં અબ્દપના વારના અંકને ઉમેરી ૭ ભાગ આપતાં શેષ રહે તે માસ પ્રવેશનો વાર થાયછે.

ઉપર મુજબ માસપ્રવેશનો વાર ઘડી તથા પળ જે મળે તે વખતેજ પ્રથમ માસ કરવો હોયતો વર્ષપ્રવેશના દિવસ પછી આસરે ૩૦ દિવસે પેહેલા માસનો પ્રવેશ થાયછે, બીજો માસ કરવો હોયતો પેહેલા માસ પછી ૩૦ દિવસે તેનો પ્રવેશ થાયછે. અને ત્રીજો માસ કરવો હોયતો બીજા મહિના પછી ૩૦ દિવસને અંતરે થાયછે, એપ્રમાણે ઉત્તરોત્તર મહિના પૂર્વ પૂર્વના મહિના પછી ૩૦ દિવસને અંતરે બેસેછે, કદાચ પૂર્વના મહિના પછી ઉત્તરના મહિનાનો વાર ૩૦ દિવસે મળે નહીં ત્યારે તિથિની સંખ્યામાં વધઘટ કરવી, પણ વાર ફેરવવો નહિં.

માસપ્રવેશની તિથિ ગણિતથી મળી શકતી નથી, માટે પંચાંગ ઉપરથી આવેલે વારે જે તિથિ હોય તે તપાસી નક્કી કરવી.

ઉપર મુજબ જે તિથિ, વાર અને ઇષ્ટઘડી સમયે માસપ્રવેશ થાય તે વખતે કહેલી રીતિપ્રમાણે સ્પષ્ટ સૂર્ય કરીશું તો માસ પ્રવેશના સૂર્યના રાશ્યાદિ અંક સાથે તમામ મળતોજ આવશે. કદાચ તેમ ન મળે તો માસપ્રવેશમાં ભૂલ છે, એમ જાણી ગણિત ફરી તપાસવું.

માસપ્રવેશ જે વેળાએ થાય તે વેળાનું લગ્ન પેહેલાંની રીતે કરવું, અને માસ પ્રવેશ કુંડલીમાં તે લગ્ન ચડાવી તેમાં પંચાંગ ઉપરથી તે દિવસના ગ્રહો લખવા. આ પ્રમાણે ૧૧ મહિનાના પ્રવેશ કરવાથી વર્ષફળમાં માસપ્રવેશની ૧૧ કુંડલી થાયછે, અને માસની સંખ્યા ૧૨ ની છે તોપણ વર્ષપ્રવેશ એજ પેહેલો માસ ગણાયછે, જેથી બાકી ૧૧ મહિના રહેછે.

માસપ્રવેશ સમયના ગ્રહ ઉપરથી તે માસના વિશ્વા તથા તેની જોવાની રીત આગળ બતાવવામાં આવશે.

## માસપ્રવેશનો દાખલો.

જન્મસમયના અથવા તો વર્ષપ્રવેશના સૂર્ય ૩-૮-૨૬-૯ માં એક રાશી મેળવીતો ૪-૮-૨૬-૯ થયા તે પેહેલા માસપ્રવેશનો સૂર્ય થયો, અને બે રાશી મેળવીતો ૫-૮-૨૬-૯ થયા તે બીજા માસ પ્રવેશનો સૂર્ય થયો, એપ્રમાણે દરેક માસના સૂર્ય અક્કેક રાશી મેળવ્યાથી જે આવ્યા તે નીચેના કોઠામાં દાખલ કરેલાછે.

| ૧ માસ નો સૂર્ય. | ૨જામાસનોસૂ. | ૩જામાસનોસૂ. | ૪ માસનોસૂ. | ૫ માસનોસૂ. | ૬ માસનોસૂ. | ૭ માસનોસૂ. | ૮ માસનો સૂ. | ૯ માસનો સૂ. | ૧૦માસ નો સૂ. | ૧૧માસ નો સૂર્ય. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૦ | ૧ |
| ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ | ૮ |
| ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ | ૨૬ |
| ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ | ૯ |

પેહેલા માસનો ક્યારે પ્રવેશ થશે, તે જાણવાનુંછે, માટે પેહેલા માસના સૂર્ય ૪-૮-૨૬-૯ ના સરખો સૂર્ય કોષ્ટકમાં કયા ગણના નીચે આવશે, તેની તપાસ કરતાં ૧૩૨ મા ગણનીચે સૂર્ય ૪-૮-૨૪-૮ લખેલછે, જેથી રાશી તથા અંશ માસપ્રવેશના સૂર્ય સાથે તેના તમામ મળતાં આવેછે, તે વાસ્તે આ સૂર્ય ૪-૮-૨૪-૮ ની માસપ્રવેશના સૂર્ય ૪-૮-૨૬-૯ સાથે બાદબાકી કરીતો ૨ કળા અને ૧ વિકળા બાકી રહેછે; તેને ૬૦ ગુણી કોઠામાં લખેલ સૂર્યની ગતિ ૫૭-૪૬ થી ભાગ લીધો તો ૨ ઘડી તથા ૫૦ પળ મળ્યાં, તેને ચાલુ સાલના અબ્દપ ૪-૪-૪૮ ની ઘડીમાં માસપ્રવેશના સૂર્ય કરતાં કોઠાનો સૂર્ય ન્યૂન હોવાથી ઉમેર્યા તો ૭-૩૮ થયા તે માસપ્રવેશના ઘડી તથા પળના આંક આવ્યા, અને વારજ્ઞાન થવામાટે ૧૩૨ મા ગણની સંખ્યામાં અ-

૧૮૯૫ના વારનો આંક મેળવતાં ૧૩૬ થયા તેને ૭ ભાગતાં ૩ શેષ રહ્યા, તેવાસ્તે મંગલવાર માસપ્રવેશને દિવસે આવ્યો. એપ્રમાણે મંગલવારને દિવસે ઇષ્ટ ઘડી ૭-૩૮ વખતે પેહેલા માસનો પ્રવેશ થાયછે.

પેહેલાં વર્ષ પ્રવેશ આષાડ વદિ ૭ શુક્રવારને દિવસે થએલછે, તેથી ૩૦ દિવસને અંતરે શ્રાવણ વદિ ૭ રવિવાર આવેછે; અહીં માસપ્રવેશનો વાર રવી નથી પણ મંગલ છે, માટે તિથિમાં ૨ ની સંખ્યા ઉમેરતાં નોમ આવી તે સ્વીકારી. કેમકે નોમને દિવસ પંચાંગમાં મંગલવાર કરેલછે, એપ્રમાણે શ્રાવણ વદિ ૯ મંગલવારને દિવસે ઇષ્ટઘડી ૭-૩૮ સમયે માસનો પ્રવેશ થયો તે વેળાનું પેહેલાંની રીતે, લગ્નપત્ર ઉપરથી લગ્ન આણી અને તે દિવસના ગ્રહોની રાશીનું જ્ઞાન પંચાંગ ઉપરથી મેળવી પાસે લખેલ માસ પ્રવેશની કુંડલી તૈયાર કરવામાં આવીછે અને એવીજ રીતે વર્ષફળમાં બીજા મહિનાઓની કુંડલીઓ તૈયાર કરવી.

માસ પેહેલો. લગ્ન. ૫-૨૧

૭ मं. | सू.ग. ५ | ४ | ८ | ६ गु. | बु.शु. | ९ | श. ३ | १० | १२ | चं. २ | के. ११ | १

## વર્ષની હિનાંશી દશા કરવાની રીત.

હિનાંશી દશા ૩૬૫ દિવસ ૧૫ ઘડી અને ૩૧ પળ રહેછે. આ દશા જન્મપત્રીની મહાદશાની પેઠે નક્ષત્રના આધારથી આવતી નથી. પણ સૂર્યાદિ સ્પષ્ટ ગ્રહોમાંથી જે ગ્રહના અંશ સર્વે કરતાં ન્યૂન હોય તે ગ્રહની દશા સર્વ કરતાં પેહેલી આવેછે, અને જે ગ્રહના અંશ સર્વ કરતાં વધારે હોય તે ગ્રહની દશા સર્વે ગ્રહો કરતાં પાછળ આવેછે. જે ગ્રહના અંશ સર્વથી ઓછા હોય તેની મહાદશા સર્વથી પેહેલી આવેછે, અને બીજા કરતાં ઓછા અંશ તથા પેહેલી જે ગ્રહની મહાદશા હોય તે કરતાં વધારે અંશવાળા ગ્રહની બીજી દશા થાયછે. એવીરીતે ક્રમપ્રમાણે દરેક ગ્રહની દશા ચડતે અંશે થાયછે. તે દશા કરવાની રીતિ એવી છે કે સૂર્યાદિ ૭ ગ્રહો તથા લગ્નમાંથી ન્યૂન અંશવાળો ગ્રહ પ્રથમ કોષ્ટકમાં તેની રાશી છોડીને લખવો, અને બીજા પણ ચડતે અંશે રાશી છોડીને દરેક કોષ્ટકમાં લખવા. એમ લખવાથી કુલ આઠ કોષ્ટક તૈયાર થાયછે, અને ત્યારપછી જે ગ્રહની દશા પેહેલાં આવી હોય તે ગ્રહના અંશાદિક અંકને બીજી દશાવાળા ગ્રહના અંશાદિક અંકમાંથી બાદ કરવા. બીજી દશાવાળા ગ્રહના અંક ત્રિજી દશાવાળા ગ્રહના અંશાદિક આંકમાંથી બાદ કરવા. અને ત્રિજી દશાવાળા ગ્રહના આંક ચોથી દશાવાળા ગ્રહમાંથી બાદ કરવા, એપ્રમાણે ઉત્તરોત્તર ગ્રહના અંશાદિક અંકમાંથી પૂર્વપૂર્વના ગ્રહોના અંશાદિક આંક બાદ કરતાં જે શેષ રહે તે પણ પેહેલાં કરેલ આઠ કોષ્ટકની નીચે બીજાં આઠ કોષ્ટક કરી તેમાં દાખલ કરવા.

ઉપર પ્રમાણે બાદબાકી કરતાં અવશેષ રહેલ અંશોને જ્યોતિષમાં "પાત્યાંશા" કહેછે, તે પાત્યાંશાનો સરવાળો કરતાં જે અંશ, કળા, તથા વિકળા મળે તે સર્વેની વિકળા કરી તેનાવડે ૧૩૧૪૯૩૧ વિકળાને ભાગ દેઇ અંશાદિક ત્રણ અંક લેવા. ભાગ

લેતાં જે અંશાદિક ત્રણ અંક મળ્યા હોય તેને ત્રેવડી[1] ગોમૂત્રિકામાં દરેક ગ્રહના પાત્યાં શાથી જૂદા જૂદા ગણતાં દરેક ગ્રહની મહાદશાના દિવસ ઘડી ને પળ આવેછે, તે સર્વે ગ્રહોના દિવસાદિક પ્રમાણનો સર્વાળો દશાના પ્રમાણ જેટલોજ આવવો જોઇએ, કદાચ તેમ ન આવેતો દશામાં ભૂલ છે એમ ધારી બધું ગણિત ફરી તપાસવું.

## હીનાંશી દશા કરવાનો દાખલો.

વર્ષપ્રવેશ વેળાના ગ્રહો પેહેલાં સ્પષ્ટ કરેલ છે, તેમાં તપાસ કરતાં બુધના અંશાદિક અંક ૩-૫૩-૧૬ તે સર્વ કરતાં ઓછા માલમ પડેછે, માટે ચાલતા ઉદાહરણમાં બુધની દશા પેહેલી થશે. અંશાદિક ચંદ્ર ૪-૨૨-૩૦ બુધના અંશ કરતાં વધારે અને બીજા ગ્રહોના અંશ કરતાં ઓછા હોવાથી બુધની દશા બીજા નંબરમાં ગણાશે. શુક્રના અંશાદિક અંક ૬-૫૪-૩૬ છે તે બુધ તથા ચંદ્રના અંશ કરતાં વધારે અને બીજા ગ્રહોના અંશ કરતાં ન્યૂન છે; માટે ત્રીજા નંબરમાં શુક્રની દશા થશે, અને અંશાદિક લગ્ન ૭-૨૦-૫ છે તે બુધ, ચંદ્ર, તથા શુક્ર કરતાં વધારે અને બીજા ગ્રહો કરતાં અલ્પ હોવાથી લગ્નની દશા ચોથા નંબરમાં આવેછે.

ઉપર મુજબ ચડતા ક્રમથી પેહેલાં કહ્યાપ્રમાણે બીજા સર્વે ગ્રહોના અંશાદિક અંકો આગળ દશાના કોઠામાં દાખલ કરેલછે, અને પાત્યાંશા કરવાસારૂ સર્વે કરતાં પેહેલી દશાવાળા બુધના અંશાદિક અંક ૩-૫૩-૧૬ ને તે પછીની દશાવાળા ચંદ્રના અંશાદિક ૪-૨૨-૩૦ માંથી બાદ કર્યા તો ૦-૨૯-૧૪ આવ્યા તે ચંદ્રના પાત્યાંશા થયા. અને બુધના અંશાદિક આંક ૩-૫૬-૧૬ છે તેજ પાત્યાંશા રહ્યા. કેમકે હમેશાં જે ગ્રહની દશા પેહેલી થાય તે ગ્રહના અંશાદિક આંક જે હોય તેજ પાત્યાંશા મનાયછે, બીજી દશાવાળા ચંદ્રના અંશાદિક આંક ૪-૨૨-૩૦ ને ત્રીજી દશાવાળા શુક્રના અંશાદિક આંક ૬-૫૪-૩૬ માંથી બાદ કર્યા તો ૨-૨૨-૬ આવ્યા, તે શુક્રના પાત્યાંશા થયા. અને ચોથી દશાવાળા લગ્નના અંશાદિક ૭-૨૦-૫ માંથી ત્રીજી દશાવાળા શુક્રના અંશાદિક ૬-૫૪-૩૬ ને બાદ કર્યા તો ૦-૨૫-૨૯ આવ્યા, તે લગ્નના પાત્યાંશા થયા; એપ્રમાણે દરેક ગ્રહના પાત્યાંશા કરી આગળ દશાના કોષ્ટકમાં દાખલ કરેલછે.

---

[1] ત્રેવડી ગોમૂત્રિકાની રીત પેહેલાં કરતાં જૂદી પડેછે, માટે નીચે બતાવેલછે.

| | | |
|---|---|---|
| अ. | क. | ग. |
| च. | च. | च. |
| छ. | छ. | छ. |
| झ. | झ. | झ. |

☞ આ ગોમૂત્રિકામાં अकग ની જગ્યોએ પાત્યાંશાના સર્વાળાથી ભાગ લેતાં જે અંશાદિક ત્રણ અંક મળ્યા હોય તે લખવા. અને च छ झ ની જગ્યોએ દરેક ગ્રહના પાત્યાંસા જૂદે જૂદે ફેરે ત્રણ ખાનામાં માંડી તેને ત્રણે ઠેકાણે अकगથી ક્રમ પ્રમાણે ગુણવા. અને ग નીચેના झने સાઠે ભાગ આપી લાધે તે તેના ઉપરના छમાં મેળવવા. छने સાઠે ભાગ્યાશિવાય क નીચેના झમાં મેળવવા, તે झने સાઠે ભાગી લાધે તે ઉપરના छમાં ભેળવવા; छने સાઠે ભાગ્યાશિવાય ग નીચેના चમાં ઉમેરવા, તે चને સાઠે ભાગ્યાશિવાય अ નીચેના झમાં ઉમેરવા, આ झने સાઠે ભાગી લાધે તે क નીચેના चમાં મેળવવા, તે चને સાઠે ભાગ્યાસિવાય अ નીચેના छમાં મેળવવા, અને अ નીચેના छને સાઠે ભાગ આપી લાધેલ આંક તે ઉપરના चમાં મેળવવા. એટલે अની નીચેના ત્રણ આંક દિવસ ઘડી તથા પળ ક્રમ પ્રમાણે ગ્રહની દશાના પ્રમાણભૂત થાયછે; એપ્રમાણે દરેક ગ્રહના પાત્યાંશાને ગુણવાથી દરેક ગ્રહના દિવસાદિક થશે.

કોષ્ટકમાં લખેલ દરેક ગ્રહના પાત્યાંશાનો સર્વાળો કર્યો તો ૨૪–૦–૧૦ થયો, અને તેની વિકળા કરી તો ૮૬૪૧૦ થઈ તે વડે વિકળા ૧૩૧૪૯૩૧ નેં ભાગતાં દિવસ ૧૫ મળ્યા ને શેષાંક ૧૮૭૭૧ રહ્યા, તેને સાઠે ગુણ્યા તો ૧૧૨૬૨૬૦ થયા તેમાંથી સદરહુ વિકળા ૮૬૪૧૦ વડે ભાગ લેતાં ૧૩ ઘડી મળી ને શેષાંક ૨૯૩૦ રહેલાછે. તેને પણ સાઠે ગુણ્યા તો ૧૭૫૮૦૦ થયા તેમાંથી વળી સદરહુ વિકળા ૮૬૪૧૦ વડે ભાગ લીધો તો ૨ પળ મળ્યાં અને બાકી ૨૯૮૦ રહ્યા તેનું પ્રયોજન નહોતાં છોડી દીધા.

ઉપર પ્રમાણે પાત્યાંશાના સરવાળાની વિકળા ૮૬૪૧૦ વડે કહેલી વિકળા ૧૩૧૪૯૩૧ ને ભાગતાં ૧૫ દિવસ ૧૩ ઘડી અને બે પળ મળ્યાં તેવડે કહેલી રીતીમુજબ બુ-ધના પાત્યાંશાના આંક ૩–૫૩–૧૬ ને ગોમૂત્રિકામાં ગુણ્યા તો ૫૯ દિવસ ૯ ઘડી ને ૪૦ પળ મળ્યાં, ચંદ્રના પાત્યાંશા ૦–૨૯–૧૪ ને ત્રેવડિ ગોમૂત્રિકામાં ગુણ્યા તો ૭ દિ-વસ ૨૪ ઘડી અને ૫૧ પળ મળ્યાં; અને શુક્રના પાત્યાંશા ૨–૩૨–૬ ને ગુણ્યા તો ૩૮ દિવસ ૩૪ ઘડી ને ૩૨ પળ મળ્યાં; એપ્રમાણે બીજા સર્વ ગ્રહોના જે દિવસાદિક અંક મળ્યા તે નીચેના દશાના કોષ્ટકના ખાના ચોથામાં દાખલ કરેલછે. અને તેનો સ-રવાળો કરતાં ૩૬૫–૧૫–૧૮ આવેછે, તે દશા પ્રમાણુના દિવસાદિક અંક સાથે પળના આંકસિવાય તમામ મળતો આવેછે, માટે દશાના દિવસાદિક અંકો ખરા આવ્યાછે એમ આથી ખાત્રી થાયછે; અને પળમાં જે ફેર આવ્યોછે તે તો ઘણું કરી હમેશાં આવશે; માટે એ ફેર ગણવામાં લેવો નહિ.

## હિનાંશી દશાનું કોષ્ટક.

| બુ. | ચં. | શુ. | લ. | સૂ. | ગુ. | મં. | શ. | ગ્રહો. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૩<br>૫૩<br>૧૬ | ૪<br>૨૨<br>૩૦ | ૬<br>૫૪<br>૩૬ | ૭<br>૨૦<br>૫ | ૮<br>૨૬<br>૯ | ૧૧<br>૨૭<br>૪૯ | ૧૯<br>૨૧<br>૫૭ | ૨૪<br>૦<br>૧૦ | હિનાંશા. |
| ૩<br>૫૩<br>૧૬ | ૦<br>૨૯<br>૧૪ | ૨<br>૩૨<br>૬ | ૦<br>૨૫<br>૨૯ | ૧<br>૬<br>૪ | ૩<br>૧<br>૪૦ | ૭<br>૫૪<br>૮ | ૪<br>૩૮<br>૧૩ | પાત્યાંશા. |
| ૫૯<br>૯<br>૪૦ | ૭<br>૨૪<br>૫૧ | ૩૮<br>૩૪<br>૩૨ | ૬<br>૨૭<br>૪૭ | ૧૬<br>૪૫<br>૨૧ | ૪૬<br>૪<br>૨૭ | ૧૨૦<br>૧૪<br>૫૯ | ૭૦<br>૩૩<br>૪૧ | ૩૬૫<br>૧૫<br>૧૮ } સર્વાળો. |

## દશા સંપૂર્ણ કરવાની રીત.

પેહેલાના ગ્રહની દશા જેટલા દિવસની હોય તેટલા વર્ષપ્રવેશના દિવસ પછી પેહેલા ગ્રહની દશા પૂર્ણ થાયછે, એટલે વર્ષપ્રવેશના વારની સંખ્યામાં પેહેલા ગ્રહની દશાના દિવસ મેળવી તેને સાતે ભાગ દેતાં શેષાંક રહે તે દશા પૂર્ણ થવાનો વાર આ-વેછે, અને તિથિ પંચાંગમાં દશા પ્રમાણુના દિવસને અતરે જે હોય તે તપાસી નક્કી કરવી, અને વર્ષપ્રવેશનાં ઘડી તથા પળમાં પેહેલા ગ્રહની દશાનાં ઘડી તથા પળ મેળવ્યાથી સદરહુ ગ્રહની દશા પૂર્ણ થવાનાં ઘડી તથા પળ થાયછે, ઘડીની સંખ્યા ૬૦

કરતાં વધેતો સાઠે ભાગતાં લાધેલ આંક વારમાં વધારવો. એવીરીતે જે ગ્રહની દશા જે વારે, જે ઘડીએ અને જે પળે પૂર્ણ થાય તેમાં ઉત્તરોત્તર ગ્રહના દિવસ ઘડી ને પળ ઉમેરતા જવું. અને વાર મેળવવા વાસ્તે દિવસોને સાતથી ભાગતાં જવું. એટલે સર્વે ગ્રહની દશા ઉતરવાનો વખત નીકળી આવશે.*

## માસ તથા વર્ષના વીશ્વા કરવાની રીત.

વર્ષ તથા માસમાં સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, અને શની એ સર્વે બળી હોય, અને છઠ્ઠે આઠમે કે બારમે ભાવે નહોય તો ક્રમપ્રમાણે ૩ા-૫-૧ાા-૨-૩-૨-૧ાા-૧ાા વિશ્વા દરેક ગ્રહના આવેછે, પણ એમાંનો જે ગ્રહ નિર્બળ હોય યાતો ત્રિકભાવે આવેલ હોય તો તેના વિશ્વા મળતા નથી. એપ્રમાણે માસમાં અથવા વર્ષમાં દરેક ગ્રહના જે વિશ્વા મળે તેના સર્વાળાની બરોબર માસના અને વર્ષના વિશ્વા આવેછે.

ઉપર મુજબ જે વર્ષના યાતો માસના વિશ્વા ૧૫ કરતાં વધારે આવે તો તેનું ફળ સારૂં, જેના દશ કરતાં વધારે વિશ્વા આવે તેનું ફળ સાધારણ, અને જેના દશની અંદર વિશ્વા હોય તેનું ફળ નઠારૂં થાયછે.

## વર્ષફળ જોનારને જાણવાજોગ સંકેતો.

**દીપ્તાંશ:**—સૂર્યના ૧૫ ચંદ્રના ૧૨ મંગળના ૮ બુધના ૭ ગુરૂના ૯ શુક્રના ૭ અને શનીના ૯ થાયછે.

**શીઘ્ર ગતિવાળા ગ્રહો:**—ચંદ્ર, બુધ, શુક્ર, રવી, મંગળ, ગુરૂ અને શની એ ક્રમ-પ્રમાણે થાયછે; તેમાં પણ સર્વે કરતાં અધિક ગતિ ચંદ્રની તે કરતાં ન્યૂન ગતિ બુધની, બુધ કરતાં ન્યૂનગતિ શુક્રની એમ એક પછી એક ગ્રહની ગતિ ઓછી થાયછે.

**મુથશિલ યોગ:**—શીઘ્રગતિ તથા મંદગતિવાળા ગ્રહોનોજ થાયછે. તે એવી-રીતે કે શીઘ્રગતિવાળો તથા મંદગતિવાળો ગ્રહ એકજ રાશીમાં હોય અને મંદગતિ-વાળો ગ્રહ શીઘ્રગતિવાળા ગ્રહ કરતાં અંશાદિકથી વધારે હોય, પણ શીઘ્રગ્રહના દીપ્તાં-શના પ્રમાણ કરતાં વધારે ન હોય ત્યારે શીઘ્રગતિવાળા ગ્રહનો મંદગતિવાળા ગ્રહ સાથે મુથશિલ યોગ થાયછે. આ યોગને ઈત્થશાલ યોગ પણ કહેછે.

અ. શીઘ્રગતિવાળો અને મંદગતિવાળો ગ્રહ એ બન્ને રાશી, અંશ, કળા અને વિક-ળાથી સમાન હોય, અગર વિકળામાં થોડોક ફેર હોય તોપણ પૂર્ણ મુથશિલ યોગ કેહેવાયછે.

**ઇશરાફ યોગ:**—મંદગતિ અને શીઘ્રગતિવાળા ગ્રહનોજ થાયછે તેની રીત એવી છે કે મંદ ગ્રહ તથા શીઘ્ર ગ્રહ એકજ રાશીમાં હોય અને મંદગતિવાળા ગ્રહ કરતાં શીઘ્રગતિવાળો ગ્રહ અંશમાં વધારે હોય, પણ મંદગતિવાળા ગ્રહના દીપ્તાંશ કરતાં વ-ધારે નહોય ત્યારે મંદગતિવાળા ગ્રહનો શીઘ્રગતિવાળા ગ્રહ સાથે "ઇશરાફ યોગ" થાયછે. એનું બીજું નામ મુશરીફછે.

---

* વર્ષફળમાં કેટલાક દશામાં પણ અંતર્દશા કરેછે. તેની રીત ઘણી વિકટ હોવાથી તથા વધારે ઉપયોગમાં ન આવવાથી અહીં દાખલ કરેલ નથી, તેમજ "સહમ" વગેરે બીજી બાબતો પણ વિશેષ ઉપયોગી ન હોવાથી વર્ષફળમાં આપી ફોકટ લંબાણ કર્યું નથી.

## વર્ષફળમાં રિષ્ટ જોવાની રીત.

૧. વર્ષપ્રવેશ કુંડલીમાં લગ્નનો સ્વામી આઠમે ભાવે હોય અને તેને મંગલ દેખતો હોય, અથવા તો આઠમા ભાવનો સ્વામી લગ્ને હોય તેને મંગલ દેખતો હોય અગર બુધ તથા ગુરૂ સૂર્યની સાથે અસ્ત થયા હોય તો તે મનુષ્યને તે વર્ષમાં રિષ્ટ થાયછે.

૨. વર્ષ લગ્નનો સ્વામી તથા આઠમા ભાવનો સ્વામી ચોથે, આઠમે, કે બારમે ભાવે હોય અને તેની સાથે મુંથા આવે ત્યારે તે વર્ષમાં રિષ્ટ ઉપજાવે છે.

૩. જન્મપત્રીમાં જન્મલગ્નનો સ્વામી નિર્બળ હોય, અને વર્ષપ્રવેશચક્રમાં આઠમા ભાવનો પતિ સાતમે ભાવે હોય, તથા તેને સૂર્ય દેખતો હોય તો મહાવ્યાધિથી તે વર્ષમાં મૃત્યુ થાયછે.

૪. વર્ષપ્રવેશચક્રમાં મુંથાની રાશિનો સ્વામી તથા વર્ષલગ્નનો સ્વામી સૂર્ય સાથે અસ્ત થયો હોય અને તેને શની દેખતો હોય ત્યારે એવાં વર્ષમાં તે માણુસના સઘળાં કુટુંબનો નાશ થાય; તથા પોતાને પણ મરણનો ભય રહે.

૫. વર્ષપ્રવેશચક્રમાં ક્રૂર ગ્રહો બળવાન થાય અને સૌમ્ય ગ્રહો બળહીન થઈ છઠ્ઠે, આઠમે ભાવે ગયા હોય ત્યારે પણ પોતાને તથા કુટુંબને રિષ્ટનો ભય રહે.

૬. શુક્રપોતાની નીચ રાશીમાં હોય અને ગુરૂ શત્રુ ગ્રહની રાશિમાં આવેલો વર્ષપ્રવેશ સમયે માલમ પડે તો તે વર્ષમાં જરાપણ સુખ મળે નહીં; અને વર્ષમાં લગ્નનો સ્વામી આઠમે ભાવે તથા આઠમાનો સ્વામી પેહેલે ભાવે હોય ત્યારે મરણ નીપજાવે છે.

૭. ધનભુવનનો સ્વામી તથા નવમા ભાવનો સ્વામી બળહીન હોય અને પાપ-ગ્રહ લગ્ને આવેલા માલમ પડે ત્યારે જાણવું કે તેવા યોગવાળા માણુસનો પૈસો લાંબી મુદતથી એકઠો કર્યો હોય તોપણ નાશ પામે.

૮. વર્ષપ્રવેશના ગ્રહમાં ચંદ્ર નીચ રાશિમાં હોય અને સૌમ્ય ગ્રહો સૂર્યસાથે અસ્ત થયા હોય તો કુટુંબસાથે વિયોગ તથા પોતાને શરીરે પણ ભયંકર વ્યાધિ પેદા કરેછે.

૯. જન્મલગ્ન કરતાં વર્ષલગ્ન આઠમી રાશીએ આવેલ હોય અને તેની સાથે પાપ-ગ્રહો હોય અથવા તો પાપગ્રહો તેવાં લગ્નને દેખતા હોય તો તે વર્ષમાં મરણ અગર ભયંકર વ્યાધિ પેદા થાયછે.

૧૦. જન્મગ્રહમાં જે પાપગ્રહ આઠમે ભાવે આવેલા હોય તેજ પાપગ્રહ વર્ષપ્રવે-શમાં લગ્ને આવે તો મહારોગ પેદા કરેછે; અને પંચવર્ગીમાં ચંદ્ર તથા વર્ષલગ્નનો સ્વામી નિર્બળ હોય તો તે વર્ષમાં રિષ્ટ થાયછે.

૧૧. જન્મલગ્નનો સ્વામી તથા વર્ષલગ્નનો સ્વામી પાપગ્રહની સાથે ચોથે આ-ઠમે કે બારમે ભાવે આવેલા હોય ત્યારે વર્ષમાં આધિ[2] તથા વ્યાધિ[3] ઉત્પન્ન થાયછે, અને જન્મલગ્ન તથા વર્ષલગ્નનો સ્વામી ત્રિક ભુવનમાં હોય તેને શુભ ગ્રહો દેખતા નહોય અને તે બન્ને સૂર્યનીસાથે અસ્ત થયા હોય તો તેવા યોગવાળા માણુસનું અ-વશ્ય મરણ થાયછે.

---

૧ અતિશય દુઃખ અથવા મરણતુલ્ય વ્યાધિ. ૨ માનસિક પીડા. ૩ શરીરની પીડા.

૧૨. જન્મલગ્ન સ્વામી, વર્ષસ્વામી અને મુંથા એ ત્રણેસાથે ચોથે, આઠમે કે બારમે ભાવે હોય અને તેને પાપગ્રહો ક્ષુત[1] દૃષ્ટિથી જોતા હોય ત્યારે રિષ્ટ ઉપજાવેછે.

૧૩. વર્ષપ્રવેશના ચક્રમાં ચંદ્ર શનીસહિત ગમેતે ભાવે હોય અને કોઇપણ શુભગ્રહ છઠ્ઠે ભાવે આવેલ હોય તો ધનનો નાશ કરાવેછે; અને વર્ષપ્રવેશના ગ્રહોમાં જો પાપગ્રહોનો ઈશરાફ યોગ થયો હોય તથા તે યોગવાળા ગ્રહોને શુભ ગ્રહો દેખતા ન હોય તો તે યોગ માણુસના ચિત્તને વિકળ બનાવી આપેછે.

૧૪. સૂર્યનીસાથે રહેલ ચંદ્ર વર્ષપ્રવેશમાં છઠ્ઠે આઠમે કે બારમે ભાવે હોય અને તેને ગુરૂ દેખતો નહોય તો વાત, પિત્ત અને કફ એ ત્રણે ધાતુ બગડવાથી મહાવ્યાધિ થાયછે.

૧૫. વર્ષપ્રવેશ લગ્નની રાશી તથા અંશ ઉપરથી જે હદ્દા સ્વામી નીકળતો હોય તે અને વર્ષલગ્નની રાશીનો સ્વામી એ બન્ને વર્ષપ્રવેશ ચક્રમાં ક્રૂરગ્રહ સહિત સાતમે આઠમે કે બારમે ભાવે આવેલ હોય ત્યારે તે યોગ વર્ષમાં રિષ્ટ પેદા કરેછે; પણ તેઓના ઉપર જો શુભ ગ્રહની દ્રષ્ટિ હોય તો સારૂં ફળ થાયછે.

૧૬. વર્ષપ્રવેશમાં કોઈ પણ માર્ગી પાપગ્રહ બારમે ભાવે હોય અને કોઇપણ વક્રી પાપગ્રહ બીજે ભાવે હોય ત્યારે તે વર્ષમાં રોગની ઉત્પત્તિ થાયછે આ યોગને જ્યોતીષમાં "કર્તરીયોગ" કહેછે. તે કદાચ વર્ષ સ્વામી, વર્ષ લગ્નનો સ્વામી અને જન્મલગ્નનો સ્વામી એ ત્રણ ગ્રહમાંથી ચાયતે બે ગ્રહનો પરસ્પર થાય ત્યારે તે વર્ષમાં મનુષ્યને કેદખાનું સેવવું પડે.

૧૭. વર્ષફળમાં જે ત્રિરાશીનો સ્વામી આવ્યો હોય તે નીચ રાશીમાં આવે અને તેને પાપગ્રહ દેખે તો ધારેલું કામ પાર પડે નહીં. અને મુંથાનો સ્વામી અથવા વર્ષનો સ્વામી સૂર્યસહિત છઠ્ઠે ભાવે હોય તો તે વર્ષમાં માણુસોને નાની તરેહના રોગો થાયછે.

૧૮. વર્ષપ્રવેશ ચક્રમાં ચંદ્ર પેહેલે, છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે હોય અને તેને કેવળ પાપગ્રહો દેખતા હોય તો તેવો ચંદ્ર વર્ષમાં રિષ્ટ ઉપજાવેછે અને એવા ચંદ્રને ફક્ત મંગલજ દેખતો હોય ત્યારે અગ્નિની અગર શસ્ત્રની ધાસ્તી કરાવેછે. એવા ચંદ્રને શની, રાહુ અને કેતુ દેખતા હોય તો શત્રુનો ભય રખાવેછે, અને સૂર્ય દેખતો હોય તો વાયુનો વિકાર તથા દારિદ્ર નીપજાવે છે.

ઉપરનો યોગ થયો હોય છતાં પણ જો ચંદ્રને સૌમ્ય ગ્રહો દેખતા હોય તો તે યોગનો અટકાવ થાયછે.

૧૯. વર્ષપ્રવેશના ગ્રહમાં મુંથા પાપગ્રહનીસાથે હોય અને તેને શની દેખતો હોય તો વ્યાધિ પેદા કરેછે; અને મુંથાની રાશી જન્મ કુંડલીમાં ચોથા, છઠ્ઠા, આઠમા, કે બારમા ભાવમાં આવેલી હોય તથા વર્ષપ્રવેશચક્રમાં મુંથા આઠમે ભાવે અવેલ હોય ને તેની સાથે ક્રૂરગ્રહો હોય અગર તેને દેખતા હોય તો તે વર્ષમાં રિષ્ટ થાયછે.

---

૧. જ્યાં ગ્રહ હોય તેથી ૧-૪-૭-૧૦ મે ભાવે જે દષ્ટિ પડે તે.

## રિષ્ટયોગના બાધક યોગો.

૧. વર્ષ લગ્નનો સ્વામી બળવાનથઇ કેંદ્રમાં કે ત્રિકોણુમાં આંવેલ હોય અને તેને શુભ ગ્રહો દેખતા હોય યાતો શુભ ગ્રહો તેની સાથે હોય અને પેહેલી રીતે રિષ્ટ આવતું હોય તો તેનો અટકાવ કરેછે.

૨. ગુરૂ કેંદ્ર કે ત્રિકોણુમાં હોય તેને ક્રૂર ગ્રહ દેખતા ન હોય અને શુભ ગ્રહોની તેઉપર દૃષ્ટિ હોય ત્યારે લગ્નથી ચંદ્રથી અથવા મુંથાથી ઉત્પન્ન થતા રિષ્ટનો સદરહુ યોગ અટકાવ કરેછે.

૩. વર્ષ લગ્નથી ચોથા ભાવનો સ્વામી ચોથેજ ભાવે આવે અને તેને શુભ ગ્રહો જુએ અથવા તો ગુરૂ પેહેલે ભાવે કે ત્રીજે ભાવે હોય અને લગ્નનો સ્વામી ચોથે ભાવે આવેલો માલમપડે તો રિષ્ટ અટકેછે; અને સારૂં ફળ આપેછે.

૪. સાતમા ભાવનો સ્વામી તથા ગુરૂ લગ્ને આવેલા હોય અને તેને ક્રૂર ગ્રહો દેખતા ન હોય તથા શુભ કે મિત્ર ગ્રહો દેખતા હોય તો પેહેલાંની રીતે પેદા થએલ રિષ્ટનો નાશ કરેછે; અને ધન વગેરેનો રાજ્યદરબારમાંથી યોગ્ય લાભ અપાવેછે.

૫. જેના ઉપર ક્રૂર ગ્રહોની દૃષ્ટિ ન હોય એવા ધન ભુવન તથા ધર્મ ભુવનના સ્વામી બળવાન થઇ પેહેલે ભાવે આવે તો રિષ્ટનો ભંગ થાય.

૬. પાપ ગ્રહો ત્રીજે, છઠ્ઠે કે અગીઆરમે ભાવે હોય અને સૌમ્ય ગ્રહો કેંદ્રમાં નવમે કે પાંચમે ભાવે હોય તોપણુ પેહેલાં કહેલ રિષ્ટનો અટકાવ કરી સારો લાભ અપાવેછે.

૭. મુંથાની રાશીનો સ્વામી, વર્ષલગ્નનો સ્વામી અને જન્મ લગ્નનો સ્વામી એ ત્રણે ગ્રહો બળવાન થઇ કેંદ્ર, ત્રિકોણુ અથવા અગીઆરમે ભાવે આવેલા વર્ષપ્રવેશમાં જણાય તો તે યોગો પ્રશંસનીય વૈભોગ દેખાડેછે.

૮. ગુરૂ, શુક્ર અથવા શની ઉચ્ચની રાશીમાં હોય અને તે ત્રણુમાંથી એકપણુ ગ્રહનો કોઇ પણુ શુભ ગ્રહસાથે મુથશિલ યોગ વર્ષપ્રવેશ સમયે બનતો હોય તો હલકી જાતવાળા માણુસો પાસેથી ધનની પ્રાપ્તિ કરાવેછે; અને વર્ષના ગ્રહોમાં બળવાન મંગળ ધન ભાવમાં આવે ત્યારે પણુ અકસ્માત ધનની વૃદ્ધિ તથા સુખનો લાભ અપાવેછે.

૯. સૂર્ય, ગુરૂ અને શુક્રનો પરસ્પર મુથશીલ યોગ બનતો હોય અથવા તો મુંથાની રાશીથી સૂર્ય ઉપચય[1] સ્થાનમાં આવેલો માલમપડે ત્યારે તે વર્ષમાં સારી કીર્ત્તિ અને પૈસાનો સારો લાભ થાયછે.

૧૦. ચંદ્ર, બુધ, અને શુક્ર હદ્દામાં પોતાનીજ રાશીમાં આવતા હોય અને પાપગ્રહો ત્રીજે ભાવે અગર અગીઆરમે ભાવે હોય તો કીર્ત્તિની સાથે પૈસાની પ્રાપ્તિ થાયછે.

૧૧. વર્ષપ્રવેશ કુંડલીમાં બુધ તથા શુક્રનો મુસરિફ યોગ થતો હોય અને ગુરૂ ત્રીજે ભાવે આવે ત્યારે તે વર્ષમાં રાજ્યતરફથી સારો લાભ મળે.

૧૨. વર્ષનો સ્વામી મંગળ થયો હોય અને વર્ષપ્રવેશ કુંડલીમાં જે ગ્રહો ઉચ્ચના કે સ્વગ્રહી હોય તેવા ગ્રહોની સાથે તે મંગળનો મુથશીલ યોગ થાતો હોય તો તે વર્ષમાં સારો રાજયોગ થયો એમ જોશીઓ ગણેછે.

---

(૧) ૩-૬-૧૦-૧૧ મું ભુવન.

૧૩. વર્ષનો સ્વામી, મુંથાનો સ્વામી, વર્ષ લગ્નનો સ્વામી, અને જન્મ લગ્નનો સ્વામી એ સર્વે ગ્રહો પાપગ્રહસહિત અથવા તો પાપગ્રહથી જોવાયલા હોય અને સૌમ્ય ગ્રહો બળહીન હોય ત્યારે રાજયોગનો પ્રતિબંધ થાયછે; એટલે સારૂં સુખ કે ધનની પ્રાપ્તિ તે વર્ષમાં થાય નહિ, તેમજ સૌમ્ય ગ્રહો નીચ રાશીના હોય અથવા સૂર્યની સાથે અસ્ત થયા હોય અને બળહીન હોય તોપણુ રાજ્ય યોગનો અટકાવ થાયછે.

---

## વર્ષ પ્રવેશ કુંડલીમાં નીલકંઠી પ્રમાણે જોવાનાં ફળો.

### (પેહેલા ભાવવિષે.)

૧. જે ભાવને પોતાનો સ્વામી તથા શુભ ગ્રહો દેખે તે ભાવમાં જે જે બાબતો જોવાની હોય તેની વૃદ્ધિ થાયછે અને જે ભાવમાં ક્રૂર ગ્રહો આવેલા હોય અથવા તેને ક્રૂર ગ્રહો દેખતા હોય ત્યારે તે ભાવમાં જોવાતી બાબતોની હાની થાયછે.

૨. વર્ષ લગ્નનો સ્વામી પંચવર્ગીમાં ઉત્તમ[1] બળવાન હોય તો તેનું સારૂં ફળ કેહેવાયછે, મધ્યમ બળવાન હોયતો મધ્યમ[2] ફળ કેહેવાયછે અને અલ્પ[3] બળવાન હોયતો દુઃખ વગેરે હાનિ કારક ફળ થાયછે.

૩. લઘુપંચવર્ગીમાં આવેલા પાંચ અધિકારી ગ્રહોમાંથી કોઇ પણુ ગ્રહ અલ્પબળવાન હોય તો તેનું ફળ નેષ્ટ થાય છે, તે એવી રીતે કે લઘુપંચવર્ગીમાં આવેલ સૂર્ય અલ્પબળવાન હોય તો ચામડીમાં વિકાર તથા આંખનો વિકાર પેદા થાય; ચંદ્ર અલ્પબળવાન હોય તો ધારેલાં કામમાં અટકાવ, દરિદ્રતા તથા વ્યાધિ પેદા થાય, મંગલ અલ્પબળવાન હોયતો સ્થાન ચલન[4] તથા ભય પેદાથાય, બુધ અલ્પબળવાન હોયતો મોહ તથા પરાભવ થાય ગુરૂ અલ્પબળવાન હોયતો ધર્મનો નાશ તથા આજીવિકામાં ખામી થાય; શુક્ર અલ્પબળવાન હોયતો વૈભોગ્યઆદિ સુખમાં હરકત તથા સ્ત્રીસાથે કજીઓ થાય, અને શની અલ્પબળવાન હોયતો મહાવ્યાધિ થાય.

૪. વર્ષ લગ્નમાં પાપગ્રહ આવે અને તેના ઉપર પાપગ્રહોની દૃષ્ટિ પડતી હોય તો તે વર્ષમાં શરીરનું સુખ બરોબર મળે નહિ.

૫. જન્મલગ્ન સ્વામી, વર્ષ લગ્ન સ્વામી, મુંથા સ્વામી અથવા વર્ષના લગ્નથી આઠમા ભાવનો સ્વામી એ ચારમાંથી એક પણુ બળવાન ગ્રહ છઠ્ઠે આઠમે કે બારમે ભાવે ન હોય તો તે વર્ષનું ફળ સારૂં થશે એમ કહેવું, અને તેમ નહોતાં તેથી વિપરીત હોય તો તે વર્ષનું ફળ નેષ્ટ કહેવું.

૬. જન્મલગ્નમાં બાર ભાવમાંથી ગમે તે ભાવના સ્વામી વર્ષમાં નિર્બળ થઇ ત્રિકભુવનમાં આવેલા હોયતો તે તે ભાવોમાં જોવા યોગ્ય બાબતોની ખામી થાયછે. સારાંશ કે જન્મકુંડલી પ્રમાણે પેહેલા ભાવનો સ્વામી દુર્બળ થઈ વર્ષપ્રવેશચક્રમાં ત્રિકભાવમાં આવે તો તે વર્ષમાં પેહેલા ભાવમાં જોવા યોગ્ય બાબતો (શરીરનું સુખ

---

૧ કળા ૪૦ થી ૬૦ લગી. ૨ કળા ૨૦ થી ૪૦ સુધી. ૩ કળા ૨૦ ની અંદર. ૪ એકવતનથી બીજે વતન જવું.

થવા વગેરે)ની ખામી થાય, અને જન્મકુંડલી પ્રમાણે ધનભાવનો સ્વામી વર્ષપ્રવેશ કુંડલીમાં નિર્બળ થઈ ત્રિકમાં આવે તો ધનભુવનમાં જોવા યોગ્ય બાબતો (પૈસા વગેરેની પ્રાપ્તિ)ની ખામી થાય. એ પ્રમાણે દરેક ભાવમાં કલ્પના કરવી.

## (બીજા ભાવવિષે.)

૧. વર્ષપ્રવેશ કુંડલીમાં બીજા ભાવનો સ્વામી બીજેજ ભાવે હોય અને લગ્નના સ્વામીનો ગુરૂસાથે મુથશિલ યોગ થયો હોય તો સાજા વર્ષમાં પુષ્કળ પૈસાનો લાભ મળે; અને લગ્નના સ્વામીનો કોઇ પણ ક્રૂરગ્રહ સાથે મુથશિલ યોગ થાય તો આખા વર્ષમાં પૈસા સંબંધિ દુઃખ વેઠવું પડે.

૨. વર્ષનો સ્વામી ગુરૂ હોય તે પંચવર્ગીમાં બળવાન હોય અને વર્ષપ્રવેશ કુંડલીમાં ગુરૂ ધન ભાવને દેખતો હોય તો તે વર્ષમાં વગર મેહેનતે પૈસાનો લાભ મળેછે.

૩. જન્મગ્રહમાં છઠ્ઠા ભાવનો સ્વામી બુધ હોય અને તે બુધ વર્ષ પ્રવેશના ગ્રહમાં છઠ્ઠેજ ભાવે આવેલ હોય ત્યારે અલ્પ ધનની પ્રાપ્તિ કરાવેછે, અને ગુરૂ પાપગ્રહસહિત વર્ષપ્રવેશચક્રમાં બીજે અથવા આઠમે ભાવે આવે તો તે વર્ષમાં પૈસાની હાની થાયછે, અથવા રાજાને દંડ આપવો પડેછે.

૪. વર્ષપ્રવેશના ગ્રહોમાં ગુરૂ બીજા ભાવમાં આવે અને તેને શુભગ્રહ જુએ અથવા તો તેની સાથે શુભ ગ્રહો હોયતો રાજ્યતરફથી સુખ અપાવનાર થાયછે. અને મુંથાની રાશીને જન્મગ્રહમાં તથા વર્ષપ્રવેશના ગ્રહોમાં જો શુભગ્રહો દેખતા હોય તો વિશેષ ધનની પ્રાપ્તિ કરાવેછે.

૫. બળવાન શુક્ર વર્ષ સ્વામી થઈ બીજા ભાવમાં આવે તો પૈસાનો લાભ અપાવેછે. અને લગ્નનો તથા બીજા ભાવનો સ્વામી રાશી,અંશથી સરખા હોય તો ધનની હાનિ કરાવેછે.

૬. વર્ષનો સ્વામી બળવાન બુધ ધન ભાવમાં આવેલ હોય અને મુંથાની રાશીને જન્મકુંડલી તથા વર્ષ કુંડલીમાં બુધ દેખતો હોય અથવા બુધ તેની સાથેજ હોય ત્યારે પણ પૈસા સબંધી સારો લાભ મળેછે તેમજ જે સૌમ્ય ગ્રહો જન્મ લગ્નમાં પેહેલે ભાવે હોય તેજ ગ્રહો વર્ષપ્રવેશ કુંડલીમાં બીજે ભાવે જોવામાં આવે તોપણ પૈસાની વૃદ્ધિ થાયછે.

૭. જન્મકુંડલીમાં ગુરૂ જે રાશીમાં હોય તે રાશીને વર્ષપ્રવેશ ચક્રમાં સારા ગ્રહો દેખતા હોય તો ધનનો લાભ દેવડાવેછે.

૮. જન્મકુંડલીમાં સૂર્ય પેહેલે ભાવે આવે અને તે વર્ષમાં સૂર્ય બીજા ભાવમાં આવેલ હોય તો ધનની પ્રાપ્તિ કરાવેછે. અને વર્ષમાં શની બીજે ભુવને આવેલ જણાય તો ધનની હાની થાયછે.

૯. શની ગુરૂની સાથે ધન ભાવમાં હોય અને તેને શુભગ્રહો દેખતા હોય તો ભાયુસાથે સંપ તથા પૈસાની પેદાસ કરાવેછે.

૧૦. જન્મલગ્નમાં બીજે ભાવે રહેલ અને વર્ષનો સ્વામી થએલ ગુરૂ વર્ષપ્રવેશ ટાણે પેહેલે ભાવે હોયતો શરીરની પુષ્ટી, બીજે ભાવે હોયતો ધનની વૃદ્ધિ, ત્રીજે ભાવે

હોયતો કુટુંબસાથે સ્નેહ, ચોથે ભાવે હોયતો માતા તથા ગરાસના સંબંધમાં સંતોષ, પાંચમે ભાવે હોયતો મિત્ર તથા પુત્રાદિકનું સુખ, છઠ્ઠે ભાવે હોયતો શત્રુ તરફની ઘણી ધાસ્તી, સાતમે ભાવે હોયતો સ્રીથી સંતોષ, આઠમે ભાવે હોયતો મહાવ્યાધિથી દુઃખ, નવમે ભાવે હોયતો પૈસાની ખાતર દેશાટણ, દશમે ભાવે હોયતો રાજાપાસેથી પૈસાનો લાભ, અગીઆરમે ભાવે હોયતો વ્યાપાર વગેરેમાંથી ધનની પેદાશ અને બારમે ભાવે હોયતો પૈસાની હાની કરેછે.

## ( ત્રીજા ભાવવિષે. )

૧. વર્ષનો સ્વામી સૂર્ય અગર બળવાન શુક્ર હોય તેની સાથે ક્રૂર ગ્રહો નહોય તેમ પાપગ્રહોની દૃષ્ટિ પણ તેના ઉપર ન હોયતો ભાયુમાં સ્નેહ રખાવેછે. અને વર્ષ સ્વામી સૂર્ય કે શુક્ર નિર્બળ હોય તથા તેને પાપગ્રહો દેખે અથવા તેની સાથે પાપગ્રહો હોય તો તે કરતાં ઉલટું ફળ થાયછે.

૨. ત્રીજા ભાવનો સ્વામી તથા વર્ષનો સ્વામી એ બન્ને સૂર્યનીસાથે અસ્ત થયા હોય અથવા ત્રિકભુવનમાં આવેલા હોય ત્યારે ભાયુમાં લડાઇ પેદા થાય; સૂર્ય અથવા શુક્ર વર્ષનો સ્વામી થઈ ત્રિકભુવનમાં આવે તો ભાયુમાં કુસંપની વૃદ્ધિ થાય; નિર્બળ ગુરૂ વર્ષપ્રવેશના ગ્રહોમાં ત્રીજે ભાવે હોયતો સગા ભાયુ સાથે વૈર થાય અને વર્ષના-સ્વામીનો ત્રીજા ભાવના સ્વામી સાથે ઇસરાફ યોગ થાય તો પોતાના શરીરમાં કષ્ટ તથા સહોદર બંધુઓસાથે અસંતોષ થાય.

૩. વર્ષ સ્વામી અથવા વર્ષ લગ્ન સ્વામી સાથે ત્રીજા ભાવના સ્વામીનો મુથશિલ યોગ થાતો હોય તો તે વર્ષમાં ભાયુસાથે બગાડ થાય નહિ: તેમજ ગુરૂ ત્રીજે ભાવે હોય તોપણ ભાયુમાં મૈત્રી કાયમ રહે, અને મંગલસહિત ચંદ્ર ત્રીજે ભાવે હોયતો ભા-યુમાં અત્યંત કલહની વૃદ્ધિ થાયછે.

૪. ત્રીજા ભાવનો સ્વામી લઘુપંચવર્ગીમાં અધિકારી થઇ ત્રીજા ભાવમાંજ વર્ષ-પ્રવેશ કુંડલીમાં આવે અને તેની સાથે વર્ષના સ્વામીનો અગર વર્ષ લગ્નના સ્વામીનો મુથશિલ યોગ થાતો હોય તો ભાયુમાં સ્નેહની અધિકતા કરાવેછે.

૫. ત્રીજા ભાવના સ્વામી સાથે ક્રૂર-ગ્રહોનો ઇસરાફ યોગ થાય તો સહોદર બાં-ધવોમાં પરસ્પર કજીઓ મચાવેછે: ત્રીજાભાવમાં મેષ કે વૃશ્ચિક રાશીમાં શની આવે તો ભાયુને શરીરે મંદવાડ ઉપજાવેછે, અને ત્રીજાભાવમાં મિથુન કે કન્યા રાશી આવે ને તેમાં મંગલ આવેલ હોય ત્યારે પણ ભાયુને શરીરે મંદવાડ નીપજાવેછે.

૬. ત્રીજા ભાવમાં મકર કે કુંભ રાશીમાં મંગળ હોય અથવા મેષ કે વૃશ્ચિક રાશીમાં બુધ હોય તો કુટુંબમાં સ્નેહની વૃદ્ધિ થાય.

૭. જન્મપત્રીમાં તથા વર્ષ ફળમાં બુધ અને શુક્ર બળવાન હોય અને વર્ષપ્રવેશ કુંડલીમાં તે બન્ને ગુરૂસહિત ત્રીજે ભાવે આવેલ હોય તો બાંધવ વર્ગમાં સંપનો વ-ધારો કરાવેછે.

૮. ત્રીજા ભાવના સ્વામીથી વર્ષનો સ્વામી સાતમે ભાવે આવે, અથવા લગ્નનો સ્વામી ત્રીજા ભાવના સ્વામીથી સાતમે ભાવે હોય તો ભાયુમાં કલહ પેદા થાય અને

જન્મકુંડલીમાં ત્રીજા ભાવનો સ્વામી જેહોય તેજ ગ્રહ વર્ષપ્રવેશ ચક્રમાં ત્રીજે ભાવે આવે તો ભાયુમાં સ્નેહની અધિકતા બતાવે.

## ( ચોથા ભાવવિષે. )

૧. વર્ષપ્રવેશ કુંડલીમાં ચોથે ભાવે પાપગ્રહસહિત અથવા પાપગ્રહથી જોવાએલ સૂર્ય આવે તો માતાને શરીરે વ્યાધિ ઉપજાવેછે અને ચોથે ભાવે પાપગ્રહસહિત યા તો તેનાથી જોવાએલ ચંદ્ર આવેલ માલુમ પડે તો પિતાને શરીરે રોગની ઉત્પત્તિ થાયછે, કદાચ સૂર્ય તથા ચંદ્ર બન્ને ચોથે ભાવે આવેલા હોય ત્યારે તો માતપિતાને શરીરે રોગ ઉપજાવેછે, અને જન્મકુંડલીમાં જે રાશીમાં સૂર્ય હોય તેજ રાશીમાં વર્ષપ્રવેશ ચક્રમાં શની આવે તો પિતાનીસાથે વેર કરાવેછે.

૨. જન્મકુંડલીમાં ચંદ્ર જે રાશીમાં હોય તેજ રાશીમાં તે વર્ષમાં જો શની આવે તો માતાની સાથે કલહ નીપજાવે; અને ચોથા ભાવનો સ્વામી ચોથેજ ભાવે હોય અથવા ચોથા ભાવના બળવાન સ્વામીનો પેહેલા ભાવના સ્વામીસાથે મુથશિલ યોગ થતો હોય તો માતપિતાને શરીરે સુખની અધિકતા કરેછે.

૩. જન્મના ગ્રહોમાં ચોથા ભાવમાં જે રાશી હોય તથા ચોથા ભાવનો સ્વામી જે રાશીમાં હોય તે બે રાશીમાં ક્રમ પ્રમાણે વર્ષના ચક્રમાં શની તથા મંગળ આવેલા જણાય અને તેને શુભગ્રહ દેખતા નહોય તો તે વર્ષ માતપિતાને કલેસ દાયક થાય.

## ( પાંચમા ભાવવિષે. )

૧. સૂર્ય, મંગળ, બુધ, ગુરૂ અથવા શુક્ર વર્ષપ્રવેશ ચક્રમાં વર્ષના સ્વામી થઇ પાંચમે ભાવે કે અગીઆરમે ભાવે આવે તો સંતતિ તરફથી સારૂં સુખ દેવરાવેછે. અને તે સૂર્યાદિક ગ્રહોની સાથે પાપગ્રહો આવેલા હોય ત્યારે તે કરતાં ઉલટું ફળ આપે છે.

૨. જન્મકુંડલીમાં બૃહસ્પતિ જે રાશીમાં હોય તે રાશી વર્ષપ્રવેશ ચક્રમાં પાંચમે ભાવે આવેલ હોય તો પુત્રનું સુખ અપાવેછે અને મંગળ કે બુધ વર્ષ સ્વામી થઇ પાંચમે ભાવે આવે તો પુત્રના સુખનો લાભ થાય.

૩. બુધ, ગુરૂ અથવા શુક્ર જન્મગ્રહમાં જે રાશીમાં હોય તે રાશી, વર્ષપ્રવેશ કુંડલીમાં પેહેલા ભાવમાં આવે તો તે વર્ષમાં પુત્રની પ્રાપ્તિ થાય. અને જન્મકુંડલીમાં મંગળ અથવા શની જે રાશીમાં આવેલા હોય તે રાશી વર્ષપ્રવેશ ચક્રમાં પેહેલે ભાવે અગર પાંચમે ભાવે આવેલ માલમ પડે તો તે વર્ષમાં પુત્રના સંબંધથી દુઃખ થાયછે.

૪. વર્ષપ્રવેશ કુંડલીમાં પાંચમે ભાવે પાચમા ભાવનો તથા પેહેલા ભાવનો સ્વામી બળવાન થઇને આવે તો પુત્રનો લાભ થાય.

૫. વર્ષપ્રવેશના ગ્રહોમાં ચંદ્ર, ગુરૂ અથવા શુક્ર પોતાની ઉચ્ચની રાશીમાં રહી પાંચમે ભાવે આવેલ જણાય તો પુત્ર પ્રાપ્તિ કરાવેછે. અને જન્મગ્રહોમાં શનીની જે રાશી હોય તેજ રાશી વર્ષમાં પાંચમે ભાવે આવે ને તેને લઘુપંચવર્ગીમાં આવેલ કોઈ પણ ક્રૂર ગ્રહ દેખતો હોય તો પુત્રનાસંબંધથી ઘણું દુખ દેખાડેછે.

## ( છઠ્ઠા ભાવવિષે. )

૧. વક્રી અને પાપગ્રહસહિત શની વર્ષાધિપતિ થઇ છઠ્ઠે ભાવે આવેલ હોય તો અનેક તરેહના મહારોગો ઉત્પન્ન થાય, અને વક્રી તથા પાપગ્રહસહિત મંગલ અથવા ગુરૂ વર્ષ સ્વામી થઇ છઠ્ઠે ભાવે હોય તોપણ વિવિધ પ્રકારના રોગો શરીરની હાનિકર્તા થઇ પડેછે.

૨. કોઈ પણ નિર્બળ ગ્રહ વર્ષનો સ્વામી થઇ છઠ્ઠે ભાવે આવેલ હોય તો શરીરમાં વાતપિત્તાદિકથી મહાવિકાર પેદા થાયછે.

૩. જન્મકાલીન લગ્નનો સ્વામી પાપગ્રહ હોય અને તેને વર્ષનો સ્વામી ક્ષુત દ્રષ્ટીથી જુએ તો તેને શરીરે સાજા વર્ષમાં રોગ કાયમ રહેછે, અને ઉપરનો યોગ થયા છતાં જન્મસમયના લગ્ન સ્વામી સાથે ક્રૂર ગ્રહ હોયતો તેનું પરિણામ નેષ્ટ થાયછે.

૪. જન્મસમયના ગ્રહોમાં જે રાશીમાં શની હોય તેજ રાશી વર્ષપ્રવેશકુંડલીમાં પેહેલે ભાવે આવેલ માલમ પડે તો તે વર્ષમાં રોગની વૃદ્ધિ થાય, અને કદાચ પેહેલા ભાવને શની ક્ષુત દ્રષ્ટીથી દેખતો હોય તથા ઉપરનો યોગ થતો હોય ત્યારે તેનું ફળ વધારે હાનિકારક થાયછે.

૫. જન્મગ્રહોમાં મંગલની જે રાશી હોય તેજ રાશી વર્ષના ગ્રહોમાં પેહેલે ભાવે હોય અને મંગલ પેહેલા ભાવને ક્ષુત દ્રષ્ટીથી જુએ તો મહાવ્યાધિ ઉત્પન્ન કરેછે.

૬. વર્ષલગ્નનો સ્વામી વર્ષસ્વામી અને છઠ્ઠા ભાવનો સ્વામી એ ત્રણ ગ્રહોમાંથી ગમે તે બે ગ્રહનો મુથશિલયોગ થાય તો ધાતુવિકારથી વ્યાધિ ઉપજેછે. અને જન્મગ્રહમાં શુક્રની જે રાશી હોય તે રાશી વર્ષપ્રવેશકુંડલીમાં છઠ્ઠે ભાવે આવે અને તેમાં સૂર્ય આવેલ હોય તથા શુક્ર છઠ્ઠે, આઠમે કે નવમે ભાવે આવે તો ભયંકર દરદ પેદા થાયછે.

૭. વર્ષપ્રવેશકુંડલીમાં ક્રૂર ગ્રહયુક્ત ગુરૂ આઠમે ભાવે હોય અને મંગલ પેહેલે ભાવે હોય અથવા ચંદ્રસહિત ગુરૂ લગ્ને કે આઠમે ભાવે હોય તો મહાવ્યાધિ પેદા કરેછે, અને જન્મગ્રહમાં જે પાપગ્રહો કેંદ્રમાં આવેલા હોય તેના તે ગ્રહો વર્ષમાં પણ કેંદ્રમાં આવેલા જણાય તોપણ રોગોત્પત્તિ કરેછે.

૮. રાત્રિનો જન્મ હોય અને વધતા[1] ચંદ્રસાથે મંગલનો મુથશિલયોગ થાય તો રોગની હાનિ થાય, અને વધતા ચંદ્રસાથે શનીનો મુથશિલયોગ થતો હોય તો રોગનો વધારો થાય, સદરહુ યોગ કહ્યો તે કરતાં ઉલટી બીના થઇ હોયતો તેનું ફલપણ ઉલટું થાય.

૯. કેતુ તથા બુધથી જોડાએલ સૂર્યનો મંગલસાથે મુથશિલયોગ થયો હોય અથવા જન્મગ્રહોમાં કોઇ પણ ગ્રહ સર્વ કરતાં બળી હોય તેજ ગ્રહ વર્ષમાં કેતુ તથા બુધથી જોડાય તોપણ સમગ્ર વર્ષમાં રોગની ઉપાધિ નડયા કરે.

૧૦. વર્ષપ્રવેશકુંડલીમાં ચોથે ભાવે કે સાતમે ભાવે મુંથા આવે તેને ક્ષુત દ્રષ્ટીથી પાપગ્રહો જુએ તો પેટમાં દુખવાનો દરદ થાય.

---

૧ શુકલપક્ષની ચોથથી કૃષ્ણપક્ષની ચોથ લગી વધતો ચંદ્ર કહેવાય ને બાકીનીમાં ઘટતો.

૧૧. જન્મગ્રહમાં ગુરૂ અથવા શુક્રની જે રાશી હોય તે રાશીમાં વર્ષપ્રવેશ સમયે સૂર્યસહિત મંગલ હોયતો મહારોગ પેદા થાયછે; અને જન્મકાલમાં જે રાશીના ગુરૂ કે શુક્ર હોય તેજ રાશીમાં ચંદ્રસહિત બુધ આવે તો તે વર્ષમાં પણ મહાવ્યાધિ પેદા થાયછે.

૧૨. જન્મલગ્નનો સ્વામી તથા મુંથાનો સ્વામી નિર્બળ થઇ પાપગ્રહસાથે અથવા પાપગ્રહથી જોવાએલ છઠ્ઠા ભાવમાં આવે તો તે વર્ષમાં જ્વરનો રોગ નીપજાવેછે.

૧૩. મુંથા તથા મુંથાનો સ્વામી અને વર્ષલગ્નનો સ્વામી તથા વર્ષલગ્ન એ ચાર પાપગ્રહની વચ્ચે આવેલ હોય તો રોગ ઉપજાવેછે. અને છઠ્ઠા ભાવનો સ્વામી કોઈપણ શુભ ગ્રહ હોય તથા તે છઠ્ઠેજ ભાવે આવેલ હોય તો તે વર્ષમાં સ્ત્રી મળવાની આશા પૂર્ણ થાય.

૧૪. જન્મકાળના ગ્રહોમાં મંગળ છઠ્ઠા ભાવનો સ્વામી થયો હોય અને તેજ મંગળ વર્ષપ્રવેશના ગ્રહોમાં આઠમે ભાવે હોય તો રોગ ઉપજાવેછે. અને મંગળનો કોઇપણ ક્રૂર ગ્રહ સાથે મુથશિલયોગ થતો હોય તો મહાવ્યાધિ પેદા કરેછે પણ તેવા મંગળની સાથે શુભગ્રહો હોય અગર મંગળને શુભગ્રહો દેખતા હોય તો અલ્પ વ્યાધિ થશે એમ જાણવું.

## ( સાતમા ભાવવિષે. )

૧. બળવાન શુક્ર વર્ષનો સ્વામી થઈ સાતમે ભાવે આવે તો સ્ત્રી તરફનું સુખ ભોગવાવે, કદાચ તેવા શુક્રને ગુરૂ દેખતો હોયતો અત્યંત સુખ બતાવે. અને પંચવર્ગીમાં અધિકારી થએલ મંગળથી વર્ષસ્વામી થએલ શુક્ર જોવાતો હોય ત્યારેપણ સ્ત્રીપુરૂષની પરસ્પર પ્રીતિમાં વધારો કરે.

૨. શુક્ર વર્ષનો સ્વામી થઇ સાતમે ભાવે આવેલ હોય અને તેની સાથે ગુરૂ હોય તો નવો વિવાહ કરાવે તથા સંતતિ પણ વગર વિલંબે નવીન પરણેલ સ્ત્રીમાંથી થાય.

૩. જે ગ્રહ જન્મલગ્નનો સ્વામી થયો હોય તેજ ગ્રહ બળવાન થઇ વર્ષપ્રવેશ ચક્રમાં સાતમે ભાવે આવે ત્યારે સ્ત્રીસંબંધી સારૂં સુખ બતાવે અને જન્મગ્રહમાં શુક્રની જે રાશી હોય તેજ રાશી વર્ષમાં સાતમા ભાવમાં આવેલ હોય તથા તે વર્ષનો સ્વામી પણ શુક્ર થયો હોય તો તે વર્ષમાં સ્ત્રીનો લાભ અપાવેછે.

૪. પેહેલા તથા સાતમા ભાવના સ્વામીનો મુથશિલયોગ આવે તો સ્ત્રીનો લાભ દેવરાવે, અને સાતમા ભાવનો સ્વામી વિનષ્ટ[1] થયો હોયતો તે વર્ષમાં સ્ત્રીસંબંધી દુઃખ થાય.

૫. જન્મગ્રહમાં જે રાશીમાં શુક્ર હોય તેજ રાશીમાં વર્ષમાં વિનષ્ટ ચંદ્ર આવે તો સ્ત્રીતરફનો સંબંધ ઓછો રહે અને જન્મના શુક્રની રાશીમાં તે વર્ષમાં મંગળ આવે તો સ્ત્રીનો સંબંધ પ્રશસ્ય[2] કરાવેછે.

૬. લઘુપંચવર્ગીમાં આવેલ પાંચ ગ્રહોમાંથી ગમે તેની રાશીમાં સૂર્ય આવેલ હોયતો સ્ત્રીતરફની વ્યાકુળતા વેઠવી પડે. અને કોઇપણ અધિકારી[3] ગ્રહની રાશીમાં મુંથા આવે ને તેને ગુરૂ જુએ તો તે વર્ષમાં નવો વિવાહ થાય.

---

૧ ક્રૂરગ્રહથી જોવાએલ, અથવા ક્રૂર ગ્રહની સાથે આવેલ કે નીચ, શત્રુ, વગેરેની રાશીમાં આવેલ
૨ સારૂં. ૩ જુઓ પાને ૨ ટીપ.

૭. વર્ષમાં મુંથા સાતમે ભાવે હોય અને તેની સાથે સૂર્ય તથા મંગળ હોયતો સ્રીપુત્રાદિક સાથે કલહ ઉપજાવેછે અને સાતમે ભાવે આવેલ મુંથાને ક્રૂરગ્રહો દેખતા હોય ત્યારે તો સ્રીપુત્રાદિકથી અતિશય કજીઓ થાય.

૮. જન્મગ્રહ પ્રમાણે સાતમા ભાવનો સ્વામી શુક્ર વર્ષમાં સાતમે ભાવે આવેલ હોય અને તેનો વર્ષલગ્નના સ્વામી સાથે મુથશિલયોગ થતો હોયતો તે યોગ નવીન વિવાહ કરાવેછે.

૯. વર્ષના સ્વામી મંગળને શુક્ર દેખતો હોય અથવા વર્ષના સ્વામી શુક્રને મંગળ દેખતો હોયતો તેવાં વર્ષમાં સ્રીનો લાભ મળેછે. અને જન્મગ્રહ પ્રમાણે સાતમા ભાવનો સ્વામી, મુંથા સ્વામી અને વર્ષસ્વામી એ સર્વે દશમે ભાવે અથવા સાતમે ભાવે હોયતો સ્રીતરફનું સુખ થાય.

૧૦. મુંથાની રાશી કરતાં સાતમે ભાવે ચંદ્ર પોતાની અગર ઉચ્ચની રાશીમાં હોયતો વિદેશમાં મુસાફરી કરાવેછે. અને તેવા ચંદ્રને પાપગ્રહની દૃષ્ટિ પડતી હોયતો વિદેશમાં દુઃખ દેખાડેછે.

## (આઠમા ભાવવિષે.)

૧. વર્ષનો સ્વામી નિર્બળ મંગળ પાપગ્રહસહિત કોઇપણ ભાવમાં આવે ત્યારે શરીરમાં શસ્રાદિકનો ઘાવ લાગે: તેવો મંગળ મેષ, સિંહ કે ધન રાશીમાં આવે તો અગ્નિથી ભય ઉપજે અને તેવો મંગળ મિથુન કન્યા કે ધન રાશીના પૂર્વાર્ધમાં આવે તો ચૌરાદિકથી કષ્ટ ઉપજાવે.

૨. વર્ષનો સ્વામી મંગળ નિર્બળ થઇ ક્રૂરગ્રહસહિત દશમે ભાવે આવે તો રાજ-પુરૂષોથી અથવા દુસ્મનોથી ભય નીપજેછે. અને એકલો મંગળ ચોથે ભાવે આવેલો હોય તો પોતાના કુટુંબમાના કુલીન પુરૂષથી ભય થાય.

૩. વર્ષલગ્ન સ્વામી, મુંથા સ્વામી અને વર્ષસ્વામી એ ત્રણેનો આઠમા ભાવના સ્વામી સાથે મુથશિલયોગ થતો હોયતો તે વર્ષમાં માણસનું મોત નીપજેછે. અને વર્ષ-પ્રવેશ દિવસનો થતો હોય તથા સૂર્ય અને મંગળ એ બન્ને એક રાશીમાં હોયતો વ-ર્ષમાં રાજા તરફથી ભય પેદા થાય.

૪. જન્મસમયે સૂર્યનો શુક્ર સાથે ઇસરાફયોગ થયો હોય અને લઘુપંચવર્ગીમાં સૂર્ય અધિકારી થઈ વર્ષમાં કેંદ્રે આવેલ હોય ત્યારે રાજાના તરફથી મરણાન્ત ભય ઉપજેછે, અને જન્મસમયની મંગળની રાશીમાં વર્ષપ્રવેશ થતીવેળાએ બુધ આવે અને તે બુધ લઘુપંચવર્ગીમાં અધિકારી થયો હોય તો મરણની ધાસ્તી ધરાવનાર મહારોગ ઉપજેછે; અને બુધ લઘુપંચવર્ગીમાં અધિકારી થઇ તે વર્ષમાં ગમે તે ભાવે આવે તથા તેને મંગળ ક્ષુત દૃષ્ટીથી જુએ, અથવા તેની સાથે હોય તો પણ હાનિકારક રોગ ઉપજેછે.

૫. જન્મગ્રહોમાં મંગળ જે રાશીનો હોય તેજ રાશીમાં ચંદ્ર વર્ષપ્રવેશ કુંડલીમાં આવે અને ચંદ્ર લઘુપંચવર્ગીમાં અધિકારી ગણાયો હોયતો રાજાતરફથી ભય તથા મહાવ્યાધિ પેદા કરેછે અને શની લઘુપંચવર્ગીમાં અધિકારી થઇ દશમે ભાવે વર્ષમાં આવેલ માલમ પડે તો શસ્રાદિકથી ધાસ્તી ઉપજાવેછે.

૬. વર્ષમાં મંગળ આઠમે ભાવે અથવા દશમે ભાવે આવેલ હોયતો તે પીડાકારક થાયછે. અને પાપગ્રહથી જોવાતો ગુરૂ વર્ષનો સ્વામી થઈ બીજે કે આઠમે ભાવે હોયતો ધનનો વ્યય કરાવેછે અને શની સાતમે ભાવે હોવાથી માણુસ નિંદાને પાત્ર થાયછે.

૭. મંગળ મેષ રાશીનો હોય અને આઠમા ભાવમાં મેષ, વૃષભ, સિંહ અથવા ધન રાશી હોયતો શસ્ત્રથી ભય પેદા થાયછે, અને પેહેલા તથા આઠમા ભાવનો સ્વામી એ બન્ને પાપગ્રહોના સંબંધવાળા[1] થઈ આઠમે ભાવે આવે તો મહાદુઃખ દેછે.

૮. જન્મગ્રહમાં મંગળની જે રાશી હોય તેજ રાશી વર્ષમાં પેહેલે ભાવે આવે અને વર્ષનો સ્વામી બુધ બળહીન હોયતો તે વર્ષનું ફળ સાધારણુ થાય.

૯. સૂર્ય તથા મંગળસહિત શની દશમે ભાવે આવે તો વાહનથી ભય ઉપજે અને સૂર્યસહિત મંગળ આઠમે ભાવે આવે ત્યારે વાહનઉપરથી પડવાનો યોગ બનેછે.

૧૦. વર્ષનો સ્વામી મંગળસહિત આઠમે ભાવે આવે અને ચંદ્ર છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે હોયતો મરણુ નીપજાવેછે. અને મુંથા તથા વર્ષનો સ્વામી પાપગ્રહસહિત છઠ્ઠે, આઠમે કે દશમે ભાવે આવે તોપણુ મરણુ થાયછે.

૧૧. જન્મલગ્નનો સ્વામી ક્રૂરગ્રહસહિત વર્ષમાં આઠમે ભાવે આવે અથવા શનીસહિત મુંથાને મંગળ ક્ષુત દૃષ્ટીથી જુએ તો તે વર્ષમાં મહાઅનિષ્ટ ફળ થાયછે.

૧૨. શની આઠમે ભાવે રહી આઠમા ભાવના સ્વામી સાથે મુથશિલયોગ કરે તો તેનું નેષ્ટ ફળ થાયછે. સદરહુ યોગ તથા પેહેલાં દર્શાવેલ મૃત્યુકારક તથા હાનિકારક યોગો જે ગ્રહોથી પેદા થતા હોય તે ગ્રહોનો જો શુભ ગ્રહો સાથે મુથશિલયોગ થાતો હોયતો મૃત્યુકારક તથા હાનિકારક યોગોનો અટકાવ થાયછે.

## (નવમા ભાવવિષે.)

૧. મંગળ વર્ષનો સ્વામી થઈ ત્રીજે ભાવે કે નવમે ભાવે આવે અને તેની સાથે ક્રૂરગ્રહ કોઇ પણુ ન હોયતો તે વર્ષમાં સુખદાયક મુસાફરી થાયછે.

૨. સૂર્ય વર્ષનો સ્વામી થઈ ત્રીજે કે નવમે ભાવે આવે અને સૂર્યનો કંબુળયોગ[2] કોઇ પણુ ગ્રહસાથે થતો હોયતો સુખદાયક મુસાફરી થાયછે અને સૂર્ય વર્ષનો સ્વામી ન થાય તો પોતાને મુસાફરી કરવી ન પડે.

૩. શુક્ર વર્ષનો સ્વામી થઈ ત્રીજે કે નવમે ભાવે ગયો હોયતો બહાર જવાનું ફળ ફાયદાકારક મળે. અને તેવો શુક્ર વક્ર અથવા અસ્ત થયો હોયતો બહાર જવાથી ફાયદો મળતો નથી. પણુ જો બુધ વર્ષ સ્વામી થઈ ત્રીજે કે નવમે ભાવે આવે ત્યારે તો બહાર જવામાં ફાયદો થાયછે.

૪. ગુરૂ વર્ષ સ્વામી થઇ ત્રીજે કે નવમે ભાવે આવે તો તીર્થક્ષેત્રમાં યાત્રા કરાવેછે. સદરહુ યોગ તથા બીજા યાત્રાના યોગકારક ગ્રહોની સાથે જો પાપગ્રહો આવે તો નઠારી યાત્રા થાયછે.

---

૧ પાપગ્રહસહિત અથવા તેનાથી જોવાએલ. ૨ આની માહિતી પ્રસિદ્ધ જોતિષીપાસેથી મેળવવી.

૫. વર્ષલગ્નના સ્વામી સાથે નવમા ભાવના સ્વામીનો મુથશિલયોગ થતો હોયતો અનિર્ધારીત યાત્રા થાયછે, અને જન્મગ્રહોમાં ગુરૂ તથા બુધની જે રાશી હોય તે બે રાશીમાંથી ગમે તે રાશીનો મંગળ હોય ને તે વર્ષમાં ત્રીજે કે નવમે ભાવે આવેલ જણાય ત્યારે પણ યાત્રા સફળ થાયછે.

૬. જન્મગ્રહમાં મંગળ મેષ અથવા વૃશ્ચિક રાશીમાં હોય અને વર્ષમાં પણ તે પ્રમાણેજ મંગળની રાશી આવે તો તે યોગ ફાયદાકારક મુસાફરી કરાવેછે.

૭. લઘુપંચવર્ગીમાં અધિકારી થએલ ન હોય એવો ગુરૂ નવમે ભાવે હોયતો દૂર દેશની યાત્રા થાય, અને મંગળ દુર્બળ તથા વર્ષ સ્વામી થઇ નવમે ભાવે આવેલ હોય તોપણ દૂર દેશની મુસાફરી થાયછે.

૮. વર્ષમાં સાતમે ભાવે મુંથા હોય અને નવમે ભાવે બળવાન ચંદ્ર હોયતો વિ-દેશ જવું ફાયદાકારક થાય; તેમજ ગુરૂની રાશીથી નવમે ભાવે મંગળ હોય તોપણ વિદેશથી સારો ફાયદો થાયછે.

## (દશમા ભાવવિષે.)

૧. બળવાન વર્ષનો સ્વામી દશમે ભાવે આવે તો રાજ્યતરફથી ફાયદો અપાવેછે અને તે દશમા સિવાય બીજા કેંદ્રમાં હોયતો નોકરીથી લાભ થાય.

૨. જન્મગ્રહમાં સૂર્યની જે રાશી હોય તેજ રાશીમાં વર્ષપ્રવેશ સમયે મુંથા આવેલ હોય અને તે દશમે ભાવે આવેલ હોય તો રાજ્યતરફથી લાભ અપાવે અને નીચ રાશીમાં પાપગ્રહસહિત રહેલ સૂર્ય દશમે ભાવે આવે તો રાજ્યતરફથી દંડ કે કેદ વગેરે ખરાબ ફળ અપાવેછે.

૩. સૂર્ય જન્મગ્રહોમાં સિંહરાશીમાં હોય અને વર્ષમાં સૂર્ય બળવાન થઈ દશમે ભાવે આવે અથવા જન્મસમયે મંગળની જે રાશી હોય તેજ રાશીનો ચંદ્ર વર્ષમાં આવે અને તે બળવાન હોયતો નોકરી સારી મળે.

૪. વર્ષમાં દશમા ભાવનો સ્વામી, પેહેલા ભાવનો સ્વામી અને વર્ષનો સ્વામી એ ત્રણ ગ્રહનો પરસ્પર મુથશિલયોગ થતો હોયતો રાજયોગ થયો એમ કેહેવાયછે.

૫. જન્મગ્રહોમાં જે રાશીમાં શની હોય તેજ રાશી વર્ષમાં દશમે ભાવે આવે અને તેમાં મંગળ આવેલ હોય તથા તે મુંથાને દેખતો હોયતો રાજાતરફની ધાસ્તી ઉપજાવેછે.

૬. જન્મસમયે શનીની રાશીમાં રહેલ મંગળ દગ્ધ[1] થયો હોય તથા ત્રીજે કે નવમે ભાવે હોયતો તે વર્ષમાં પાપનો વધારો થાય, અને શની વર્ષાધિકારી થઇ ત્રીજે કે નવમે ભાવે આવે તો તે વર્ષમાં ધર્મની વૃદ્ધિ થાય.

૭. વર્ષમાં મુંથા ત્રીજે કે નવમે ભાવે આવે તો પુણ્યમાં વધારો કરે, અને જન્મલગ્ન વૃશ્ચિક હોય; વર્ષમાં સૂર્ય દશમે ભાવે હોય તથા તેનો વર્ષના સ્વામી સાથે મુથશિલયોગ થતો હોય તો તેને રાજ્યતરફથી સારો લાભ થાય.

૮. નવમા તથા દશમા ભાવનો સ્વામી એ બન્ને નિર્બળ થઈ પાપગ્રહ સાથે છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે હોયતો રાજ્યતરફથી તથા ભાગ્યતરફથી અસંતોષ ઉપજાવેછે.

---

૧ વિનષ્ટ પાને ૯૮ ટીપ જુઓ.

## ( અગીઆરમા ભાવવિષે. )

૧. બુધ વર્ષનો સ્વામી તથા શુભગ્રહના સંબંધવાળો થઇ બીજા ભાવમાં આવે તો વ્યાપારથી લાભ દેવરાવેછે, અને વર્ષનો સ્વામી થએલ બુધ મુંથાસહિત વર્ષ લગ્નમાં આવેલ માલમ પડે તો વિદ્યાતરફનો સારો લાભ દેવરાવેછે.

૨. બુધ વર્ષનો સ્વામી થઈ પાપગ્રહસહિત છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે આવેલ હોયતો હલકા કામમાં પ્રવૃત્તિ કરાવેછે. અને વર્ષસ્વામી થએલ બુધ સૂર્ય સાથે અસ્ત થયો હોયતો લાભ આપતો નથી.

૩. ગુરૂ વર્ષનો સ્વામી થઇ પાપગ્રહસહિત વર્ષના પેહેલા ભાવમાં આવે તો પૈસાનો વ્યય તથા રાજાતરફથી ભય પેદા કરાવેછે; અને લઘુપંચવર્ગીમાં આવેલ ગુરૂ સાતમે ભાવે હોયતો વ્યાપારથી પૈસો મળેછે.

૪. લગ્નનો તથા અગીઆરમા ભાવના સ્વામીનો મુથશિલયોગ થતો હોયતો વર્ષમાં સારો લાભ થાયછે, અને વર્ષમાં બળવાન ગ્રહો અગીઆરમે ભાવે આવેલ જણાય તોપણ લાભ થાયછે.

## ( બારમા ભાવવિષે. )

૧. વર્ષલગ્ન સ્વામી તથા વર્ષસ્વામી નિર્બળ થઈ છઠ્ઠે, આઠમે કે બારમે ભાવેમે આવેલા હોય તો જે રાશીના થઈ છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે આવે તે રાશીપ્રમાણે નેષ્ટફળ આપેછે; તે એવી રીતે કે ચતુષ્પાદ[1] રાશીના થઈ છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે આવે તો વાહન ગાય વગેરે પ્રાણીનો નાશ કરે. દ્વિપદ[2] રાશીના થઇ છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે આવે તો મનુષ્યની હાનિ કરે ઇત્યાદિ રીતે કલ્પના કરવી.

નિર્બળ શુક્ર વર્ષસ્વામી થઇ છઠ્ઠે ભાવે દ્વિપદ રાશીમાં હોય અને તેને પાપગ્રહ ક્ષુત દૃષ્ટીથી દેખતા હોયતો નોકરોનો નાશ કરેછે, અને તેવો શુક્ર છઠ્ઠે ભાવે ચતુષ્પાદ રાશીમાં હોયતો ચોપગાં વાહન વગેરેનો નાશ કરેછે. તેમજ નિર્બળ શુક્ર દ્વિપદ કે ચતુષ્પદ રાશીનો થઈ આઠમે અગર બારમે ભાવે આવે તોપણ ઉપર મુજબ ફળ થાયછે અને વર્ષનો સ્વામી મંગળ શનીસહિત દશમે ભાવે હોયતો વાહનોનો નાશ કરાવેછે. અથવા મંગળ પાપગ્રહસહિત હોય કે બારમે ભાવે આવેલ હોય તોપણ ઉપર પ્રમાણે ફળ આપેછે.

૨. સૂર્ય વર્ષનો સ્વામી થઇ પાપગ્રહસહિત હોય અથવા છઠ્ઠે, આઠમે કે બારમે ભાવે ચતુષ્પાદ રાશીમાં હોયતો નોકરો સાથે કજીઓ કરાવેછે અને બળવાન શની વર્ષનો સ્વામી થઇ વર્ષમાં છઠ્ઠે, આઠમે, બારમે ભાવે આવેલ હોયતો નવીન ગામ અથવા જગ્યો કરવાની ગોઠવણ કરવા વિચાર થાય.

૩. દશમે ભાવે રહેલ શની વર્ષનો સ્વામી થઇ પોતાની રાશી કે ઉચ્ચની રાશીમાં હોયતો આખા વર્ષમાં શરીર આરોગ્ય કરે તથા પૈસાની પ્રાપ્તિ કરાવેછે. તેમજ સૂર્ય, મંગળ, બુધ, અથવા ગુરૂ વર્ષના સ્વામી થઈ દશમે ભાવે પોતાની કે ઉચ્ચની રાશીમાં હોય તોપણ ઉપર મુજબ ફળ દેછે.

૪. નિર્બળ શની વર્ષનો સ્વામી થઇ દશમે ભાવે આવેલ હોયતો તેનું નેષ્ટ ફળ થાયછે, અને સૂર્ય વર્ષનો સ્વામી હોય તથા પાપગ્રહસહિત શની જન્મકાલિક ચંદ્રની રાશીમાં આવેલ હોયતો ધારેલ કામથી ઉદાસ થવું પડે.

---

૧ મેષ, વૃષભ, સિંહ, વૃશ્ચિક. ૨ મિથુન, કન્યા, તુલા ને કુંભ.

૫. વર્ષનો સ્વામી ત્રિકભુવનમાં આવે અને વર્ષપ્રમાણે દશમા ભાવનો સ્વામી જન્મપત્રી તથા વર્ષપત્રીમાં નિર્બળ હોયતો તેનું ફળ સારૂં થાય નહિ અને જે વર્ષમાં આઠમા ભાવનો નિર્બળ સ્વામી છઠ્ઠે અથવા આઠમે ભાવે આવેલ હોયતો તે વર્ષમાં પણ હાનિકારક ફળ થાયછે.

## (વર્ષ જોવાની સાધારણ રીત.)

૧. જન્મકુંડલીમાં જે ભાવમાં રહેલ ગ્રહ શુભ અગર અશુભ ફળ આપતો હોય તેજ ગ્રહ વર્ષમાં પણ જન્મના ભાવપ્રમાણેજ આવે તો વર્ષમાં પણ જન્મના ગ્રહ-પ્રમાણે ફળ આપેછે.

દાખલા તરીકેઃ—જેમ સૂર્ય જન્મગ્રહમાં ઉચ્ચનો થઈ દશમે ભાવે આવેલ હોય અને તેજપ્રમાણે વર્ષમાં પણ દશમે ભાવે આવે તો સૂર્યનું ફળ શ્રેષ્ઠ થાય, અને જન્મગ્રહોમાં નીચ રાશીનો સૂર્ય દશમે ભાવે હોય અને તેજ પ્રમાણે વર્ષમાં પણ દશમે ભાવે નીચ-રાશીમાં આવેલ હોય તો તે વર્ષનું ફળ નેષ્ટ થાયછે. એપ્રમાણે બીજા ગ્રહોવિષે પણ કલ્પના કરી લેવી.

૨. જે ગ્રહો જન્મસમયે તથા વર્ષસમયે બળવાન હોય તેઓ સંપૂર્ણ વર્ષમાં શુભ ફળ આપેછે; જે ગ્રહો જન્મપત્રીમાં સબળ હોય અને વર્ષમાં નિર્બળ હોય તેઓ વર્ષના પેહેલા ભાગમાં સારૂં ફળ આપેછે; જે ગ્રહો જન્મપત્રીમાં નિર્બળ હોય તથા વર્ષમાં સબળ હોય તેઓ વર્ષના ઉત્તરભાગમાં સારૂં ફળ આપેછે અને જન્મપત્રી તથા વર્ષપત્રીમાં પણ દુર્બળ ગ્રહો હોયતો સાજાવર્ષમાં દુઃખદાયક પરિણામ નીપજેછે.

## મહિના જોવાવિષે વિચાર.

હાલના દેશી જોશીઓ વર્ષપ્રવેશ કુંડલીમાં જોવાની રીત બરોબર જાણતા હોય એમ લાગતું નથી કેમકે તેઓ એમ સમજે છે કે વર્ષપ્રવેશ કુંડલીમાં તો ફક્ત પેહેલા માસનું ફળ જોવું અને બાકીનાં વર્ષનાં ફળો બીજા મહિનામાં જોવાં; આ તેમનું ધારવું તમામ નિર્મૂળ છે; એપ્રમાણે જોવાને શાસ્ત્રાધાર સબળ પૂરાવો કંઇ મળી શકતો નથી. તાજકશાસ્ત્ર[1] પ્રમાણે તો સમગ્ર વર્ષનું ફળ ફક્ત વર્ષપ્રવેશચક્રમાંજ જોવું જોઇએ; આ પ્રમાણે જોવાનું હોય ત્યારે માસપ્રવેશ કરવાની શી જરૂર છે? એ સવાલ ઉઠે એ કંઇ નવાઈ નહિ, માટે તેના જવાબમાં એટલુંજ કહેવાનું કે વર્ષમાં શ્રેષ્ઠ અગર નેષ્ટ ફળ-દાયક ગ્રહો થયા હોય તે ફળ વર્ષમાં ક્યારે થશે તે મુદત જાણથવામાટે માસપ્રવેશ કરવાની જરૂર છે; જે મહિનો સારો થયો હોય તેમાં ગ્રહો પોતાનું સારૂં ફળ આપેછે અને જે મહિનો નેષ્ટ થયો હોય તેમાં પેહેલાં દુર્બળ કે નેષ્ટ થએલા ગ્રહો નઠારૂં ફળ આ-પેછે. આ હકીકત જાણવાને માટે મહિના કરવાની આવશ્યકતા છે, અને તે માટેજ વર્ષમાં માસપ્રવેશ કરવાની પદ્ધતિ ચાલુ થઇ છે, એમ તાજકશાસ્ત્રનું અવલોકન કરતાં નક્કી થયુંછે; તે વાસ્તે આ ગ્રંથમાં મહિના જોવાની રીત દાખલ કરવામાં આવી નથી.

**ગ્રંથ સંપૂર્ણ.**

---

૧ જેમાં વર્ષફળ જોવાની તથા કરવાની રીતિ બતાવી હોય તેવા ગ્રંથો.

